રચનાર

વ્યાસ ચુનીલાલ કાશીનાથ

# મહિલા મર્યાદા.



કિંમત રૂપીઓ



# મહિલા-મર્યાદ.




રચનાર

વ્યાસ ચુનીલાલ કાશીનાથ


नदाने सुद्धतेनारी नोपवाससतैरपी
नतिर्थ सेवयातद्वत भर्तुपादोदकैर्यथा.


છપાવી પ્રસિદ્ધ કરનાર

શા. ઠાકોરદાસ માણેકલાલ
શેઠજી જીવણ અવીચળવાળા.

દેશીમીત્ર એન્જીન પ્રીન્ટીંગ વર્કસ—સુરત.

સંવત ૧૯૬૩. સને ૧૯૦૭.

કીમત રૂ. ૧.

# અનુક્રમણીકા.

નામ — પૃષ્ઠ









# અર્પણ પત્રિકા

 રા. રા. શેઠ ભગુભાઈ દ્વારકાદાશ

આપની સ્વદેશીયો તેમજ અન્ય જનો પ્રત્યેની મમતા માયાળુ
પણું તેમજ વિવેક નમ્રતા અને પ્રમાણીક પણુ જગ જાહેર
છે. પ્રસંગોપાત સર્વજનો ઉપર સ્નેહ ભાવ દરશાવવોએ
આપનો સણગાર છે, સુરતની સમસ્ત પ્રજા તરફથી "મ-
હાજનના શેઠ" એ શબ્દ સઘળાના કર્ણને આનંદ ઉ-
પજાવનાર થઇ રહયો છે, એજ આપના સદ્‌ગુણ
ની નીશાની છે, વિશેષમાં મારા ઉપર આપનો
તેમજ આપના સ્નેહીઓનો ઉપકાર અ-
ગણીત છે તેનાં બદલામાં આ
મહિલા મર્યાદનુ લઘુ પુસ્તક
આપને અર્પણ કરી આ-
પનું નામ આ પુસ્તકમાં
અમર કરૂં છુ



મનન કરીને માનુની તજે અવર વિવાદ
મન મોહનની મહેરથી રહે, માહિલા મર્યાદ.

લી૦

હું છું આપનો આભારી—કર્ત્તા.



અતિ વીવેકી વાણીઆ, શદગુણના શણગાર
ભલાઈ કેરા સ્થંભ છે...સ્વધર્મ રક્ષણ હાર
સ્વધર્મ રક્ષણ હાર...વળી રહી કીરતી ગાજી
મહાજન કેરા શેઠ, શબ્દ કહેતાં થઇ રાજી
ખાનદાન ખુબીવંત છે...પુર્વ પુન્ય પરતાપથી
જામી કીરતી જગમટી...મર્યાદ રાખી માપથી
વડા વિવેકી જાણીયા...સુરત મહાજન શેઠ
ગરીબ પ્રજાની પીડને...ધરતા દીલમા નેટ
ધરતા દીલમાં નેટ...દેશહિત મંન વીચારી
કર્યાં સુધારા ઘણાં, જગત રહી તે શંભારી
અમરકીર્તી ધારણ કરી, સજ્જનને પ્રીય થઇ ઘણાં
ચતુરાઇ પુરી દાખવી, મર્યાદામાં નહી મણાં
પરમારથમાં પહેલ કરો છો એવું જાણી
અરપુ સ્નેહે આજ કૃતિમ કીધેલી વાણી
કૃતિમ કીધેલી વાણી...જાણી મન પ્રમાણી
ભુલચુક કરશો માફ...રહેમ દીલ માંહે આણી
મમ પુસ્તકની માંય...નામ અમર કરૂં આપનું
મહીલા મર્યાદા ગ્રહે...એ છે આપને છાજતું

લી૦

કર્ત્તા

# પ્રસ્તાવના.

મારા સુજ્ઞ બંધુઓ, અને આર્ય બાળાઓ, પ્રાચિન કાળ-ની શ્રદ્ધ પતિવ્રત ધારણ કરનારી મહિલાઓ એવી ઉત્સુક, અને પ્રેમીઓ હતી કે, પોતાપર અનેક સંકટોના વાદળો ચઢી આવતાં છતાં પોતાના દ્રઢીભુત વિચારના પવનથી તેને વીખેરી નાખવા શક્તિ ધરાવનાર હતાં.

પોતાના પ્રાણેશના ઉપર તનમનથી પ્રીતી રાખવી એજ, પોતાનો ખરો ધર્મ સમજતાં હતા. તેમજ પોતાના કુટુંબના મનુષ્યો દાસ દાસીઓ સાથે શુદ્ધ વર્તન રાખી પોતાપર અગાધ પ્રેમ મેળવતાં હતાં એવાં આર્ય મહિલાઓ જગતમાં પોતાની કિર્તીરૂપી ધ્વજા હજુ ફરકતી કાયમ રાખી ગયા છે. જેની કીર્તીમાંથી જેમ સમુદ્રમાં એક ચંચુજળ લીધાથી તેમાંથી ઓછું જણાતું નથી તેમ મારી અલ્પમતિથી સાહસ કરી પવિત્ર પતિવ્રતને ધારણ કરનારી મહાન સતિઓની અખંડ કિર્તીમાંથી યથા મતિએ શાર ગૃહણ કર્યો છે.

દીન પ્રતિદીન નાટય રંગ પ્રસરતો જવાથી, વૃદ્ધ યૌવન શબળાનું હ્દય તેમાં સમાયલા ગુણોનું અવલોકન કરવા આકરશાય છે.

માટે આ મારાં લઘુ પુસ્તમાં કેટલાક પ્રખ્યાત નાટકકારોના રાહ ઉપર ધ્યાન આપી કેટલાંક ગાયનો મુકવામાં આવ્યા છે. વળી બાળકને પણ ઔષધ પાવું હોય ત્યારે શાકરના અનુ-પાનમાં આપવાથી તે હર્ષથી પીજાય છે. તેમજ આ પુસ્ત-કમાં પ્રથમ સતિવૃંદા, સતિ રૂકિમણી, સતિ પાર્વતિ, સિતા સ્વયંવર, સતિ દમયંતિ, સતિ સુકંન્યા અને સતિ ઉષા, એઓના પ્રખ્યાત ગુણોમાંથી મારી અલ્પ મતિએ સારરૂપ ગ્રહણ કરી તેને કેટલાએક નાટકોમાં શૃંગારી તથા વચમાં દ્રષ્ટાંતરૂપે પ્રસ્તાવીક શ્લોકો વિધ્વજ્જનો નારચેલાં પુસ્તકોમાથી ગૃહણ કરી આ પુસ્તકને શણગારવામાં આવ્યું છે. આજ કાલ નાટકોમાં બાળાઓ પણ અવલોકન કરવાને ઘણી ઉત્સુક હોય છે એટલા માટેજ આ 'મહિલા મર્યાદ' નામના પુસ્તકમાં મહિલાઓએ

પોતાના પતિવ્રતને અશક્ય સંકટો પડવા છતાં, જંગલોમાં ભટકવું કબુલ કરી, સ્વામીની પ્રીતી મેળવવા તયાર થએલા-ઓના દ્રષ્ટાંત રૂપ દાખલ કીધાં છે.

. વિશેષમાં આ પુસ્તકમાં શૃંગારરસ, વીરરસ, કરૂણારસ વગેરે સમાવી મારી સુજ્ઞ બ્હેનોના મનને આનંદ આપવા તથા બીજાં પુસ્તકો જેમાં પોતાના ધર્મને લગતાં બ્યાનો ન હોય એવાં તથા પોતાના ગૃહકાર્યથી પરવારી ખાલી ગપાટા મારી વખતને ગુમાવવા કરતાં જ્ઞાન સાથે ગમ્મત તેમજ ઇશ્વરી પ્રતાપ અને સત્તાને પણ સતિઓ શામાં થવા શક્તી માન છે તેનો આબેહુબ ચીતાર બતાવવામાં આવ્યો છે.

વિશેષમાં આ પુસ્તક વૃદ્ધયૌવન અને બાળકો સઘળાને વાંચવા લાયક છે તેમાં વધારેમાં સુજ્ઞ બેનો વાંચી પોતાના પતિવ્રતપર ખાશ ધ્યાન આપનારાં થાય એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થ છે.

સુજ્ઞ કવીશ્વરો વિધ્વજનો અને આર્યબંધુ પ્રત્યે મારી એક માંગણી કબુલ રાખવા કૃપાવંત થશો. એવી આસ્યા રાખુંછું.

આ પુસ્તમાં મારી અલ્પમતિએ રહેલી અપાર ભુલોને માટે કૃપાવંત થઇ લખી જણાવશો જેથી બીજી આવૃતી સુધારાય તેને માટે હું સજ્જનોને ઉપકારી થઇશ.

વળી વાંચતાં રસ્વ દીર્ઘ સમાલી લઇ લક્ષમાં આપશો. કેમકે હું કોઈ કવી નથી યોજક નથી, તેમ વિદ્વાન નથી. પરંતુ મારા ધંધાને લગતી બાબત જાણી આસાહસ કર્યું છે તેને માટે કૃપાવંત થશો.

લી૦

શંવત ૧૯૬૩ — કૃપા કાંક્ષી.

પોષ શુકલ એકાદશી — વ્યાસ. ચુનીલાલ કાશીનાથ.

# મહિલા મર્યાદ.

# આર્યે મહિલા સતિવૃંદાખ્યાન.

## श्री. गणेशायनमाः

श्री रामराम रघुनंदन रामराम
श्री रामराम भरताग्रज रामराम
श्री रामराम रणकर्कश रामराम
श्री रामराम शरणंभव रामराम

### સ્તુતિ

નમન નમન ચરણ ગવરિનાથ (૨)
દક્ષદમન......દક્ષદમન......નમન
ભસ્મઅંગ, શિશગંગ, સર્વઅંગ, છે ભુજંગ
ડાકડમરૂસાથ, પિનાક ગૃહ્યું હાથ
વિશ્વપાલ, હેદયાળ, દિનતાનું દુખટાળ
વિનવીએઓ નાથ, સર્વ મળી સાથ—નમન.

એક સમય કૈલાશમાં, શદાશિવને પ્રાતકાળમાં શાલીગ્રામનું પુજન કરતા જોઈ; કાર્તિક સ્વામી પુછવા લાગ્યા. પિતાજી; આપ સર્વજ્ઞ છો, સર્વમાં શ્રેષ્ટ છો, તથાપિ આશૈલ સ્વરૂપ પ્રતિમાનું પુજન, આપ શા માટે કરો છો; એ શું વસ્તુ છે; ?

શંકર—કાર્તિક સ્વામિ, આશૈલ નથી, પરંતુ પરમપુજ્ય વિશ્વવંદ્ય, અખિલેશ શ્રી વિષ્ણુ મહારાજની પ્રતિમાં છે. આજે પત્ર એમના ઉપર ચઢાંવવામાં આવે છે, તેનું નામ તુળશિ છે.

**કાર્તિક**—તાતજી જ્યારે શાલિગ્રામ વિષ્ણું સ્વરૂપે છે, તો તેમને શૈલ રૂપ કેમ થવું પડયું ? અને આ વનસ્પતિ અતિપ્રિયકર સાથી થઈ ? પિતાજી કૃપા કરી મારો સંદેહ મટે એવું કરો.

નૈમિષારણ્યમાં સુતપુરાણિ શૌનકને કહે છે કે આમ પિતા પુત્રનો સંવાદ થયો છે તેજ કથા હું તમોને કહું છું.

એકવાર ઇંદ્ર રાજા પોતાના મદમાં ભૂલી, કૈલાશમાં આવ્યા, શંકરે સત્કાર કરી પુછ્યું, મધવા આજ કેમ પધારવું થયું ?

---

**ઇંદ્ર**— **દક્ષીણી સાખી**

શંકર આવ્યો યાચવા તમને, અંગે બળ નવ માયે
ત્રિલોક સરવે ત્રાસે મુજથી, યોધ્ધો ન મળે કયાંયે
કોણ યુદ્ધ કરે..........હું સા, મો થઇને લડે.

ભોળા, અંગમાં બળ મા તું નથી, ત્રણે લોકમાં ફર્યો પણ મારા સામુ લઢનાર કોઇ શૂરવિર જણાતો નથી, મારા ભૂજનુ અસહ્ય બળ કયાં બતાવું ? માટે કૃપા કરી કોઇ મારા સામો લઢનાર બતાવો.

**શંકર**—ઇંદ્રિ, સુખમાં બેઠાં છતાં હાથે રહી દુઃખ સા માટે માગે છે ? અંગ બળના અહંકારમાં હજારો રણીઆ રોલાઇ ગયા, મદમાં, ક્રોધમાં, લોભમાં મોહમાં, માત્ર સપડાવાથી પોતાનું સુખ ખોઈને ઉલટું દુઃખ હોરવા જેવું થાય છે.

**ઇંદ્ર**—ભોળા,એ જ્ઞાનનિ હમણા જરૂર નથી માત્ર યોધ્ધો બતાવો, નહિં તો આ કૈલાશ ઉખેડી ઉમાને ઉપાડી જઈશ.

કપાલિને ક્રોધ ચઢયો, નેત્ર ફરકવા માંડયાં ઇંદ્ર સામુ દ્રષ્ટિ કરી વધ્યા.

---

**જઈ શુભાવી આવ્યા. લાજ ખરી—એ રાહ.**

**શંકર**—

**એક યોધ્ધો પ્રગટ થાસે એવો, સહુ સુરને સંહારે તેવો**
**તાહારે લઢી રણમાં લાહવો. લેવો, હવે દોષ દૈવને શું દેવો**
**ઈન્દ્રાસન તારૂં જાસે, આવ્યો તું ઉમિયાની આસે**

તું જ દેવ સકળરણુ રોળાસે, અધુના દુખડાં નહીં રહેવાસે—એક
વૃત્તિ થઈ ત્હારી હંકારી, નિર્લજ થઇ બેઠો અવિચારી
રણુધા પડસે જ્યારે કારી, પાછળ પસ્તાસે સંભારી—એક

જા, ઈંદ્ર એક યોધ્ધો એવો ઉત્પન્ન થસે કે તારા દેવ સકળને ત્રાસ પમાડી તારૂં ઈન્દ્રાસન ઉજડ કરસે.

(ઈંદ્ર નિસ્તેજ થઇ ચાલી ગયા.)

શંકરને ક્રોધ ચઢવાથી પરસ્વેદ થયો, જેનું એક બિંદુ પાસે રહેલા કમંડળમાં પડયું. કંઇક સમય જતાં તે બિંદુ ગોળાકાર વજ્રમય જેવું થયું. જેને કમંડળમાંથી કહાડી કુંડમાં નાંખ્યુ, ત્યાં પ્રૌઢ થવાથી સમુદ્રમાં નાખ્યું, કેટલેક સમયે તે બિંદુ વૃદ્ધિને પામી, માંહેથી પ્રચંડ સૂરવિર પુરૂષ, દિવ્ય દેહ ધારણુ કરી સમુદ્રમાં પ્રગટ થયો. અને સમુદ્રના જળમાં નીવાસ કરી માંહે રહેલા મોટા મગર મત્સ્યાદિનો નાસ કરવા લાગ્યો, સમુદ્રના જળને ચોગમ ઉરાડવા લાગ્યો, આથી સમુદ્ર કાયર થઇ બ્રાહ્મણનું સ્વરૂપ લઈ બ્રંહ્મા પાસે આવ્યાં.

બ્રંહ્મલોકમાં પ્રજાપતિ જ્યાં ચતુર્મુખે વેદ ધ્યયન કરી રહ્યા છે, ત્યાં સમુદ્રે આવી સાષ્ટાંગ નમસ્કાર કર્યા.

**બ્રંહ્મા**—કહો મહારાજ આપનું આવાગમનસાકારણે થયું છે?

---

**સમુદ્ર**— **ગીતી**

સૂરકો પ્રગટ્યો જળમાં, અતિબળ ધારી પ્રચંડ છે કાયા.
જળચરને વણુસાડે, જળને ત્રાડે કરી બહુ માયા.

મારા સ્થાનમાં, કોઇ મહાવિર ભરાઇ રહયો છે. જેના બળથી ત્રાસ પામી હું તમારે સર્ણે આવ્યો છઉં. એ પુરૂષ કોણુ છે ! અને કઇ સૃષ્ટિમાં ઉત્પન્ન થએલ છે ?

**બ્રંહ્મા**—ઉદધિ, મ્હારી સૃષ્ટિમાનો એ પુરૂષ નથી, પણુ આપણે સઘળાં ત્યાં જઇને એને જોઇએ, ઈંદ્રાદિ દેવોને સાથે લઇ બ્રંહ્મા સમુદ્રનાં કિનારા ઉપર આવી સભા કરી સર્વ દેવ સાથે બેસી, અને વિર પુરૂષને હાંક મારી શબ્દ સાંભળતાની સાથે મહા ગર્જના કરતો બ્હાર આવી બ્રંહ્માના સામું ઉભો.

**બ્રંહ્મા**—હે વિર આપ કોણ છો ? કોના તંન છો ? આ ઉદધિમાં આપે શા કારણે વાસ કર્યો છે ?

**વિરપુરૂષ**—મહારાજ મારા માત પિતા આ જળધિ છે. મારૂં સ્થાન આજ છે. મારૂં નામ આપ ધારણ કરાવો તેજ ખરૂં ! બ્રંહ્મા એ જ્ઞાન દ્રષ્ટિથી જોયું. શંકરના પરસ્વેદ થકી ઉત્પન્ન થએલા વિરને ઓળખી કહેવા લાગ્યા.

**બ્રંહ્મા**—હે વિર તું મહા બળવાન થઇ આ સમુદ્રનાં જળમાં નાહક બળ કરવાં કરતાં, તું બ્હાર નિકળી તારાં પ્રાક્રમ બતાવી દુનીયામાં વિજ્ય મેળવતું, જળમાં પ્રગટ થયો જેથી તારૂં નામ (જાલંધર) હું ધરૂં છું. આ સ્થાનને છોડી તું મથુરા નગર તરફ જા ત્યાં કૌચક નામનો રાજા રાજ્ય કરે છે, જેને વૃંદા નામની એક પવિત્ર કંન્યા છે. તે રાજા તારા બળ ઉપર મોહીત થઇ તને પોતાની કંન્યા અને રાજ્ય આપસે.

બ્રંહ્માના ઉપદેશથી જાલંધર તેજ ક્ષણે સમુદ્ર છોડી મથુરા નગરી તરફ વળ્યો, બ્રંહ્માદી દેવોએ પોતાને સ્થાને ગમન કર્યું.

જાલંધરગિરિ ગુફા અને જંગલોમાં ફરતો પોતાના પ્રચંડ બાહુ વડે અને બળ વડે મથુરા નગરની ભાગળે આવ્યો.

રાજા કૌચકને જાણ થતાં સામાં આવી પોતાની કંન્યા આપવાનું કબુલ કરી જાલંધરને નગ્રમાં તેડી કંન્યાદાન આપી રાજ્ય અરપ્યું.

વૃંદા સાથે અગાધ પ્રિતી મેળવી, સ્વસુર પક્ષનું રાજ્ય મજબુત કરવાં રાક્ષસી સૈન્યભેળું કરી દિગ્વીજય કર્યો.

એક દીવસે જાલંધર પોતાની રાજ્ય સભામાં મંત્રિઓ સાથે મળી આનંદમાં બેઠો હતો એવામાં એક ધડ વિનાનું મુસ્તક સભામાં હાસ્ય કરતું આવ્યું.

**જાલંધર**—(વિસ્મય થઇને) અહો, આપ કોણ છો ? નમારૂ ધડ ક્યાં છે ? આ સ્થળે શા કારણે આવવું પડયું ? કૃપા કરી આપનું વૃતાંત કહો.

**રાહુ**—રાજન, પૂર્વનો પ્રિતીએ આકર્શણ કરવાથી હું તમારી સાથે મિલાઇ કરવા આવ્યો છઉં. મારૂ નામ અને

કામ આપને નિવેદન કરૂં છું.

**જાલંધર**—બહુજ ખુશીથી હું આપની મિત્રાઇ કરવા તૈયાર છું. પરંતુ આપનું વૃતાંત ત્વરાથી કહો.

**રાહુ**—પ્રિયમિત્ર, સદ્‌પુત્રો જ્યાં સુધી માતા પિતાનું સંરક્ષણુ કરતા નથી, તેમજ વૃધ્ધોપાર્જીત દ્રવ્ય બીજાઓ લઇ સુખ ભોગવે અને તેનાં પુત્રો બળવાન થઇ તે તરફ નજર ન કરે તો તેનું બળ શા કામનું ?

**જાલંધર**—મિત્ર આપ કહો છો તે યથાસ્થિત છે. પુત્રોએ પોતાના તિર્થનું રક્ષણુ કરવુંજ જોઇએ.

**રાહુ**—જો આવુંજ આપ સમજો છો, તો, તમારા વૃધ્ધોપાર્જીત અમુલ્ય રત્નો, કેટલાંએ ચોરાઇ ગયાં તેનું ચિંતવન આપને લેશ પણુ જણાતું નથી.

**જાલંધર**—પ્રિયમિત્ર આપના કહેવામાં મને શંકા છે ! મારાં વૃધ્ધો કોણુ ?

**રાહુ**—(હાસ્ય કરીને) ઠીક, જે સમુદ્રમાં આપ ઉત્પન્ન થયાં તે તમારાં વૃધ્ધો ! ! તે સમુદ્રનું મંથન દેવો એ મળી મંદ્રાચળ પર્વતનો રવૈયો બનાવી; નાગનાં નેતાં કરી, દેવ અને દાનવ બેહુએ મળી, સમુદ્ર મંથનમાંથી ચોદ અમુલ્ય રત્નો મેળવી પરસ્પર ચોરી ગયાં છે.

**જાલંધર**—મિત્ર તે રત્નો કયાં ? અને કોની પાસે છે ?

---

**રાહુ**— **શ્લોક**

**लक्ष्मी कौस्तुभ पारिजाति कसूरा । घनवंतरीश्चंद्रमां**
**गावका मधुगा सूरेश्वर गजो । रंभासुदेवांगना**
**अश्वसप्त मुखो सुधाहरीजनो संखोभि संचां बुजै**
**रत्नानीच चतुर्दश प्रतिदीनं । कुर्यातसदा मंगलं**

આ ચોદ રત્નોનાં પૃથક ભાગ પાડી, શંખ, લક્ષ્મિ, કૌસ્તુભ, સારીંગ, એ ચાર શ્રીકૃષ્ણે લીધાં. પારિજાતનું વૃક્ષ કામધેનુ ગાય, મદીરા, ઐરાવત હાથી, અને રંભા, એ પાંચ ઈંદ્રે લીધા, સપ્ત મુખનો અશ્વ સુર્યે લીધો, સુધા કુંભશેષની ચોકીમાં રાખ્યો, વિષ અને ચંદ્રમાં, શંકરે લીધાં, અને ધનવંત

રીવૈધરાજને સઘળા દેવોએ મળી રાખ્યા.

તે સમયપર હું પણ ત્યાંજ હતો, જ્યારે અમ્રિતનું પાન કરવા સઘળા દેવોએ વીચાર કર્યો ત્યારે,

---

### દક્ષીણી સાખી

દહીત દાઝ્યાં મન માંહે, હર્યો કુંભ તે ઠારે
મોહિનિ રૂપ ધરી મોહનજી, છલ્યાં સર્વતે વારે
કુંભ લીધો હરી... ગયા છેતરી છળ કરી

પ્રિય મિત્ર આમ કપટ કરી દેવો એકલાં અમર થવા એક સ્થાને મળ્યાં, ત્યારે હું પણ દેવશ્વરૂપ ધરી તેમાં ભળી ગયો, સર્વને વહેંચતાં મને પણ અંજળી મળી, જેવો હું મુખમાં મુકુ છું તેવાંજ !

સૂર્ય ચંદ્ર બે મળીને ઉઠયા, ચેતાવ્યા જુગદિશ
અમ્રિત મુખમાં મેલતામાં, છેદયું કૃષ્ણે મુજ સીશ
શિશ અમ્મર થયું...મુજ ધડ તવ દુર રહ્યું.
રાહુ નામ ધર્યું મુસ્તકનું; ધડ મુજ કેતુ શોય
એપેર સંપતિ લુટાઇ તાતની, લ્યો પાછી બળહોય.
બળીઆ થઇને...દેવોને દંડ દઇને
રાહુના સંકેતથી જાલંધરનું મન ડગ્યું

**જાલંધર**—મિત્ર રાહુ, આપને મુખેથી સમાચાર જાણી મારૂં ચિત્ત દેવો સાથે વેર લેવા પુર્ણ આકર્શાયું છે. ઈંદ્રાદિ દેવો પાસેથી મારા તાતનું ચોરેલું દ્રવ્ય લઇશ. એટલુંજ નહીં, પણ સર્વને હરાવી ઈંદ્ર પદ ધારણ કરીશ એ મારો નિશ્ચયછે.

**રાહુ**—જ્યારે તમારા જેવા અતુલિત બળવાન બળ કરવા તૈયાર છે, તો મારી બનતી મદદ હું પણ આપીશ.

**જાલંધર**—સામંતો આપણા પ્રચંડ બાહુનું બળ દેવતાઓને બતાવી, સમગ્ર રાજ્ય આપણે સ્વાધિન થાય, એવી મારી ઇચ્છા છે. માટે આપણા ગુરૂ શુક્રાચાર્યને બોલાવો શુક્રજી સભામાં આવ્યા, જાલંધરે ઉભા થઇ માન્ય આપી પોતાની હકીકત જણાવી,

**શુક્ર**—જાલંધર હું દાનવ કુળનો ગુરૂ છઉં, તો મારે તમારૂં શ્રેય કરવામાં તતપર થવુંજં જોઇએ ! તો હું પણ ત-

મારા સૈન્યમાં સાથે રહી મારી સંજીવિની વિદ્યાથી તમારૂં મૃત્યુ પામતું સૈન્ય બચાવીશ.

**જાલંધર**—સરદારો આપણું સૈન્ય તૈયાર કરો ગુરૂ આજ્ઞાથી શુભ મુહુર્તમાં પ્રયાણુ કરવા તૈયાર થાવ, કહી કચેરીમાંથી ઉઠી પોતાની પ્રીયરાણી વૃંદા પાસે આવ્યા, સ્વામીને આવતા જોઇ!

**વૃંદા**—પ્રાણેશ, આજ આમ ઉતાવળા ધસમસ્યા એકદમ આપનું કેમ પધારવું થયું?

---

**જાલંધર**—પ્રીયા. **નફ્ટનીર્લજ એ રાહ.**

સત્વર તત્પર સૈન્ય સકળ કરી, આવ્યો પ્રિયા તુને મળવા અહીં
દેવો છક્યા તેની ટેવ ભુલાવાને, સધ્ય હું જાઉં છું યુધ્ધે સહી.
તાત મારાનું મંથન કીધું, દ્રવ્ય સકળ ત્યાંથી ચોરીને લીધું
છેક વૃત્તિઓ અધર્મી થઇ સત્વર.
રણે રમી પાછું દ્રવ્ય હું લાવું, હાથ શૂરાના દેવોછે બતાવું
છેક ચઢ્યાં શું એ છાકે તહીં સત્વર.

**વૃંદા**—નાથ માનો મારૂં કૃપા કરીને, બેસો ધીમા થઇ ધીરધરીને
દ્રવ્ય તણી ખોટ આપણે નહીં. સત્વર
દેવો સાથે શીદ બાખડી બાંધો, હાથે રહી વેરનું મૂળ સાધો
કપટી કળ્યામાં કદી આવે નહીં સત્વર.

વ્હાલા, દેવો મહા બળીષ્ટ છે, તે સાથે શ્રીકૃષ્ણજી કપટ કરવામાં કુશળ છે, અમરો સાથે વેર બાંધી, દ્રવ્ય લેવાની લાલસા છોડો તો સારૂં! પ્રાણેશ, આપણે દ્રવ્યની શી ખોટ છે? જૂઓ, આપણુંજ વધારે છે આપણને હજુ કાંઇ સંતતિ નથી આપણુંજ વાપરીશું એટલે બસ છે. કેમકે

**मनसा चिंतितं कार्यंदैवं मयन्यत्र चिंतयेत**

આપણે શું ધાર્યું છે, અને દૈવ શું ધારતા હશે? વ્હાલા, દાસીનું કહ્યું દીલમાં ધરી યુધ્ધે જવું માંડી વાળો તો સારૂં?

**જાલંધર**—પ્રિયા, જ્યારે શૂરાઓ ડરીને ઘરમાં ભરાઇ રહેશે ત્યારે બાહુનું બળ કોણુ જાણશે? દેવથી ડરવા જેવું શું છે? મારૂં સૈન્ય સબળ છે સાથે શુક્ર મહારાજ આવે છે,

તે સાથે તારા જેવી સતી પતિવ્રતા સ્ત્રિના સત્યના પ્રતાપથી નિશ્ચે રણુ જીતાશે.

---

**વૃંદા સહિયર સરદપુનમનીરાત**—એ રાહ.

મારા ગુણિયલ, નણદલ ભ્રાંત, વસો મુજ સાથ,
મારારાજ, માનોમાનો મારાં નાથ-
ધાર પ્રેમ, પ્રિતમ દીલ સાથ, માનો મુજ વાત;
મારારાજ માનોમાનો મારાનાથ.

---

**સાખી**

પ્રિતમ પરવસ કાંકરો...રઝળાવો શું આમ
અંતર આગ દહી રહી...નમળે તંન આરામ.

મારાં તનમનના આધાર, વિચારો વાત,
મારારાજ, માનોમાનો મારાનાથ.
અધિરી, છેક થઈ આ વાર, થશે મુજ ઘાત,
મારારાજ માનોમાનો મારાનાથ.

---

**સાખી**

કપટી કાળા કૃષ્ણજી...તમથી નવ જીતાય,
દગો થશે કંઇ રણ વિષે...લાગે અંતર લાય.

કરશે કપટ, ઝપટમાં ત્યાંય, ભીડો શું બાથ,
મારારાજ, માનોમાનો મારાનાથ.
મારું દીલડું વ્યાકુળ થાય હૈયે દઉં હાથ,
મારારાજ, માનોમાનો મારાનાથ.

પ્રાણનાથ, આપનું સાહસ નિશ્ચે પશ્ચાતાપ કરનારું થઇ પડશે, વ્હાલા, હું રાકડીની શી દશા! સતિ સ્ત્રીઓ પતિવિનાનો ક્ષણવાર વિયોગ સહન કરવા અશક્ય છે. મારું કહ્યું માની આ કાર્ય પડતું મુકોતો સારૂં! બીજા દેવો કરતાં મને, શ્રીકૃષ્ણનો ધાક વધારે લાગે છે, એઓનું કપટ તમારા જાણવામાં પણ નહીં આવે.

**જાલંધર**—સુંદરી, ભાવીપદાર્થને મિથ્યા કરનાર કૃષ્ણ

પણ નથી. આ સમય મારો વિજયનો છે. માટે જેમ બને તેમ જલ્દી રજા આપ. પણ મારૂં એક વાક્ય તારા રદયમાં યાદ રાખજે, તારૂં પતિવ્રત તારા પ્રાણથી વીશેસ ગણી સમાલજે, જે શિયળવંતી સ્ત્રી હોય છે, તેનો પતિ સર્વ સુખ મેળવવા સમર્થ થાય છે. દેવાધિ દેવ સતિઓનાં સત્યથી ડરે છે, તેના પતિનો વાંકો વાળ કરવા શક્તિમાન નથી. જોને! સાવિત્રિના સત્યથી સત્યવાનનાં પ્રાણ યમ રાજાને પાછાં છોડવાં પડ્યાં, અનુસુયાનાં સત્યથી હરિહર બ્રહ્માને પુત્ર રૂપ થવું પડયું, પ્રીયા, શિયળ શિવાય સ્ત્રીનો બીજો કોઇ પરમ ધર્મ નથી, પરંતુ કુલટા સ્ત્રીઓ વિષય વાસનામાં રચીપચી રહેલીઓ પોતાનો તેમજ પતિનો ભવ બાળે છે વિશેષ કરી રૂપવાન સ્ત્રી, જે પુરૂષને છે, તો, તેને શત્રુની શી જરૂર છે! તેજ વૈરી રૂપ છે. કેમકે,

---

શ્લોક.

**ऋण कर्ता पितासत्रू । माताच व्यभिचारिणी**
**भार्या रुपवति सत्रू पुत्र सत्रू रपंडितः**

પુત્રના ઉપર દેવું મૂકી જે તાત મરી જાય છે, તે શત્રુ સમાન ગરજ સારે છે. પોતાની જનેતાનું કલંક રદયમાં ભાલા સમાન ઘા કરનારૂં થાય છે. તેમજ રૂપવતિ સ્ત્રી ઉપર અવર પુરૂષોની દ્રષ્ટિ વીશેષ થાય છે. જેથી દુસ્મનો કાંઇ સોધવા પડતા નથી. તેમજ પોતાનો પુત્ર અવિદ્વાન હોય તો તે પણ કોઇ વાર શત્રુની ગરજ સારે છે.

પ્રીયા, તારૂં અતુલિત રૂપ છે, માટે કોઇ પણ રીતે તારાં શિયળનો ભંગ થવા દઇશ નહીં.

**વૃંદા**—પ્રાણેશ, આપ મારા પ્રભુ છો, આપ મારૂં સરવસ્વ છો, હું બીજી સ્ત્રીઓ જેવી નથી, મારાનાથ, મારો પ્રાણ કદી દેહથી જુદો પડે તથાપી તમારી દાસી શિયળભંગ કરશે નહીં.

**જાલંધર**—રમા, તારૂં કહેવું સત્ય છે, પણ કામદેવના શસ્ત્રો હજુ તારા ઉપર ઉપડયા નથી, તેનું સેન્ય જ્યારે ચ-

ડી આવી રહ્ય કિલ્લાપર મનવેગ રાજાને ઘેરી લેછે એટલે કશું ચાલતું નથી.

વૃંદા—પ્રિયતમ, મારૂં શિયળ ભંગ કરનાર હું કોઇ જોતી નથી મારા શત્રુની નીશાની આપની સાથેજ આપુંછું. આ મારા હાથની ગુથેલી પુષ્પની માળા, આપને કંઠે આરોપુંછું. એજ મારૂં શિયળ છે. જ્યાં સુધી એ પુષ્પો ચિમળાય નહીં; ત્યાં સુધી જાણજો કે તમારી વૃંદા વિહવળ થઇ નથી, વ્હાલા, મારા શિયળની પરિક્ષા આપવા મારો આ સમય આવ્યો છે તો, હું ખુશીથી કહું છું કે આપ, વિજયે પધારો, દેવો આપને કશું કરી શકનાર નથી. મારૂં શિયળ ભંગ થયું નથી, ત્યાં સુધી, ત્રણ લોકમાં આપને કોઇ જીતી શકનાર નથી. મારા પ્રભુ, સિધ્ધારો વિજય કરી સદ્ય પધારજો.

(જાલંધરને પુષ્પ માળા પહેરાવી નમસ્કાર કરી વીદાય આપી.)

જાલંધર પોતાનું અસૂરી સૈન્ય લઈ ઇંદ્રિ રાજા ઉપર ચડત કરવા મહા વેગથી નીકળ્યો. સચિપતિને ઘેરવા ચોગરદમ સૈન્ય વિટયું ઇંદ્રાદી દેવોને ખબર પડતાં પોતાનું સૈન્ય તૈયાર કરી સામું લડવા આવ્યા.

---

### ગીતી.

ઇંદ્રિ ધસીને આવ્યા, સિંધુ સુતના સામા મિટ માંડી,
દેવ દાનવ રણ ચઢીયા. ઉભા સૂર ધરી સર્વ શસ્ત્ર કાડી.

જાલંધરના સામા દેવતાઓ પોતાનાં હથીઆરો લઇ સંગ્રામમાં ઉતર્યા, ત્રંબાળુઓ ગગડાવતાં, અસૂરો પોતાનાં પ્રચંડ બળ વડે સામે આવી પુર જોસથી યુધ કરવા મંડયા, દેવતાઓએ અસૂરોનો સંહાર કરવા માંડયો, એટલે શુક્રાચાર્ય પોતાની સંજીવિનિ વિદ્યાથી મુએલા અસૂરોને ઉઠાડવા માંડયા જેથી દેવતાઓ પાછા ડગ્યા.

ઇંદ્રે મહા બળવાળી પોતાની સાંગ જાલંધરના ઉપર ફેંકી પણ વૃંદાના વ્રતનાં પ્રભાવે, કોઇ શસ્ત્ર તેના અંગ ઉપર લાગતું નથી., જેથી દેવતાઓ અકળાયા અને અસૂરો

બળમાં વધ્યા, ઇંદ્રાદિ દેવો સૈન્ય લઇ નાશવા લાગ્યા, અંતમાં દેવ સૈન્ય નાઠું અને અસુરોએ વિજય કર્યો.

દેવો પોતાના પરીવાર સહીત સંતાવા લાગ્યા, કોઇ પોતાના સ્થાનો છોડી નાસી જવા લાગ્યા, ત્યારે ઇંદ્રે શચિને ગુપ્ત સ્થાનમાં રાખી, કેટલાક દેવો સાથે બ્રંહ્મા પાસે આવી કરગરવા લાગ્યા.

---

ઇંદ્ર દીંડી.

કૃપા નિધાન સુણીએ અર્જ મ્હારી,
અસૂર સૈન્ય આવી બળ કરે છે ભારી;
તેને જીતવા ન વૃત્તિ પહોંચે મારી,
આવ્યો સર્ણમાં લ્યો આજતો ઉગારી.

**બ્રંહ્મા**—ઇંદ્રિ, જેવું તારૂ ઘર ઉજડ કર્યું એવું બીજાનું કરવું ધારે છે? એમાં મારાં એકલાનું કામ નથી, ચાલો આપણે શ્રી કૃષ્ણજી પાસે જઇએ.

સઘળા મળી પુર્ણ પુરૂષોત્તમ મહારાજની પાસે આવ્યાં અને નમન કર્યું

**કૃષ્ણ**—આજ સઘળા સાથે મળી દેવોનું આ સ્થળમાં કેમ આગમ ન થયું છે?

**ઇંદ્ર**—કૃષ્ણજી, સમુદ્રમાં ઉત્પન્ન થયેલો જાલંધર પોતાનું અસુરી સૈન્ય લઇ ચઢી આવ્યો છે, સગળા દેવનું બળ તેના આગળ ગણત્રીમાં નથી, મારૂં સ્થાન સર્વ ઘેરી લીધુંછે. કૃપા કરી મારી પક્ષ ધરી ઉગરવાનો રસ્તો બતાવો.

**કૃષ્ણ**—ઇંદ્ર, સિંધુ સુત એવો પ્રાક્રમી છે? એ કોઇથી જીતાતોજ નથી? ચાલો હું તમારી સાથે આવુંછું. ગરૂડપર સ્વારી કરી સાથે ઉઠયા.

**જાલંધર**—(કૃષ્ણને જોઇને) ધન્ય છે કૃષ્ણજી, આપ જે કાર્યમાં આગેવાન થયાછો તે આપને ઘટતું નથી, કેમકે હું તમારો સગો છઉં તમારે મારોજ પક્ષ ધરી મને મદદ કરવી જોઇએ, તેના બદલામાં મારા સામું આપ લઢવા ચઢયા એ ઘટતું નથી.

**કૃષ્ણ**—તારા બોલવા ઉપરથી સમજાય છે કે તું લડત

કરવામાં હીંમત હાર્યો છે. સગાં છીએ તો શું થયું, ઘાડી સગાઇ તને મારૂં શુદરસન સીદ્ધ કરી આપસે.

**જાલંધર**—ઠીક છે જોજો હવે રણથી વિમુખ થસો નહીં, માત્ર મારા સંબંધી ધારીને આપને ચેતાવ્યાં હતાં, હવે તમારે લડવું છે તો આવો સામાં હથીઆર લ્યો.

---

**મઝા દેતે હય કયા ઓર**...એ રાહ

અસૂરો ગાજ્યાં બાજ્યાં જ્યાંય...પૃથ્વિ થરકારી મુકી ત્યાંયે
કરે ત્રંબાળુનાં નાદ...પાડે છે મોટા સાદ
આવી કરતાં સામાં વાદ...અરિપર રીસધરી મનમાંયે—
અસૂરો.

વળી દેતાં રણમાં દોટ...નવ ચુકે સા,મી ચોટ
મરડે છે ઝાલી કોટ...અસૂર ઉલ્લાશ ધરીને ત્યાંયે—અસૂરો
એમ મચ્યું બહુ રમખાંણ...લેછે યોદ્ધાનાં પ્રાણ
તવ થયું કૃષ્ણને જાણ...મા,રાશુર સહુ ચગદાયે—અસૂરો.
ક્રોધેથી ચક્ર લઇ હાથ...મેલ્યું છે દીના નાથ.
અથડાઇ અસૂરની સાથ...પડયું નિસ્ફળ થઇ પૃથ્વી માંય—
અસૂરો.

જ્યારે, શુદસર્શન ચક્ર અંગપર ન લાગ્યું. અને પાછું પડયું, ત્યારે કૃષ્ણે ક્રોધ કરી બીજીવાર મેલ્યું, તે પણ અંગપર અડકી પાછું ફર્યું, ત્યારે કૃષ્ણજી વીચારમાં પડયા.

**જાલંધર**—કૃષ્ણજી, એમ પરાજ્ય નહીં થાય; આજ દેવની પક્ષે આવ્યાછો તો જુવો હવે લડત બતાવું છું.

---

## ગીતી.

કરીયોઝટ હોકારો...અસૂર કોપ્યા મેલી છે દોટ
દુંદભી ત્યાં ગડગડીયાં...નવ ચુકે કોઇ સામસામી ચોટ

જાલંધરનો હોકારો થતાં અસૂર સૈન્ય બળમાં ચડયું, દેવતાઓ ઉપર અતિષય શર વૃષ્ટી કરવા માંડી, છુટા પથરા ફેંકવા માંડયા આકાસ ગામીઓ અંત્રીક્ષમાં ચઢી અનેક પ્રકારનો મારો ચલાવા માંડયાં. આથી દેવોની પાછી પાની થઇ,

દેવ નાઠા. તેની પછાડી જાલંધરે દોટ મેલી, દેવતાઓ નાસી તંબુમાં સઘળા ભરાઇ પેઠા.

( તંબુમાં શભા કરી વિચાર કરવા લાગ્યાં )

**કૃષ્ણ**—દેવતાઓ કેમ કરવું? આ પુરૂષ આપણાથી શી રીતે જીતાય? જ્યાં સુધી શંકર આપણી સાથે રણમાં ઉતરે નહીં, ત્યાં સુધી જીતવું અશકય છે.

ચાલો, આપણે કૈલાશ તરફ જઇએ, કરીને વૈમાનોમાં ચઢી શંકર પાસે આવ્યા.

**શંકર**—અહો દેવો, આજ કેમ પધારવું થયું ?

**કૃષ્ણ**—ભોળા, જાલંધર નામનો અસૂર એવો બળવાન થયો છે કે, જેને જીતવા હમે સઘળાં હિંમત હાર્યા છીએ માટે, કૃપા કરી દેવ પક્ષે યુદ્ધમાં પધારો.

**શંકર**—કૃષ્ણજી, ઇંદ્રરાજા મહા બળવાન છે, એના જેવો લડવૈયો કોઇ નથી, એના બાહુબળમાં તું નથી, તો એને જીતતાં શીવાર? (ઇંદ્રે સરમાઈ નીચું જોયું)

જાલંધરની સભામાં નારદજી આવ્યા, તેને જોઇ જાલંધરે ઉભા થઇ રૂપીને માન આપ્યું, પધારો ગુરુદેવ, આપનું આગમન કેમ થયું ?

**નારદ**—રાજન, તારા બળ ઉપર, તારા રૂપ ઉપર, કોણ મોહ નથી પામતું? ધન્ય છે તારા બળને, આજ હું તને એક સંદેશો કહેવા આવ્યો છઉં

---

**નારદ**— **દક્ષીણી સાખી.**

કૈલાશમાં છે બાળ સ્વરૂપે...શંકરની ઘરનારી
તુજપર મોહ પામીએ પ્રેમદા...વેઠે સંકટ ભારી
મળવા તુજને...મોકલ્યો છે અહીં મુજને

જાલંધર સમાચાર સાંભળી વિચારમાં પડયો, નારદજી ? એ બાળાને મેળવવા શા ઉપાય કરવા જોઇએ ?

**નારદ**—બળવાન પુરૂષને કોઈ ચીજ મેળવવી અઘરી નથી. તું કોઇ ગણુ સાથે શંકરને સંદેસો કહાવ, કે તમારી પાર્વતિ

મારે સ્વાધી ન કરો, છતાં ન આપે તો યુધ્ધમાં શંકરને રોળીને એ અબળાને સંકટમાંથી મુક્ત કરવી જોઇએ.

**જાલંધર**—પ્રિય મીત્ર રાહુ, મારૂં આટલું કામ કરો, શંકરને જઇને કહો, કે અલ્યા જટીલ, તારે સ્મસાનમાં રહેવું, ભૂત ભૈરવાદિ સાથે મિત્રાઈ, અને તને આવી સુરૂપ સ્ત્રી નહીં છાજે. માટે જો બચવું હોય તો પાર્વતિ હમને આપી શરણ થાવ.

રાહુને સમજાવી મોકલ્યો, પણ કૈલાશમાં દેવોને મળેલા જોઇ પાછો વળ્યો. પાછો આવ્યો જાણી જાલંધરે તીરસ્કાર કરી બીજી વાર મોકલ્યો, રાહુએ આવી શંકરને જાલંધરનો સંદેસો કહ્યો.

સાંભળી કપાળીને ક્રોધ ચઢયો. ?

**શંકર**—રાહુ, જઇને જાલંધરને કહે, કે તારી માતાના ઉપર તારી દ્રષ્ટિ થઇ તો હવે થોડા વખતમાંજ તારો કાળ છે. (રાહુ નિસ્તેજ થઇ પાછો વળ્યો) ભોળા, દેવોના સમુહમાં ભેળા થઇ સંગ્રામે ચઢયાં, જાલંધરના સામું શકળ સૈન્ય શંકરનું દેવો સહીત આવી ફરી યુદ્ધ માંડયું.

---

## ગુજરી

દેવ દૈત્ય બાઝયા લઢવાને...કરતાં અદકું જોરરે
શંકર આવ્યા ક્રોધ કરીને...પાપી કરવા ઠોરરે
જાલંધર આયુદ્ધ ગ્રહીને...સામો આવ્યો જ્યાંયરે
દુંદભી લાગ્યા ગાજવાને...શોર ઘણો સંભળાયરે
ભાલાગીલોલા ગોફણગોળા...તીરકરને કટારરે
સજ થઇ યોદ્ધાઓ ઉલટયા...કર ઝાલી તલવારરે
કચોકચ મુસ્તક છેદાવાં...લાગ્યા રણ મોઝારરે
શંકરના નંદી પર માર્યા...બળીએ બાણ અપારરે
નંદી નાઠો મહા ભય પામી...રણે મચ્યું રમખાણરે
યોદ્ધા નાસાનાસ કરે છે...બચાવા રણમાં પ્રાણરે
સતપંચ બાણ મુક્યા ગરૂડપર...કૃષ્ણજી ઢાળ્યા ધરણરે
દેવ સકળ લઇ નાસી પેઠા...તંબુએ સ્યામ વરણરે
એકલા રણમાં ઘુમી રહ્યા છે...શંકર તેણી વારરે
કૈંક શસ્ત્ર મેલ્યાં છે રણમાં...અસુરપર નીર ધારરે

અંગે એક હથીયાર ન લાગે...પડે નીસ્ફળ થઇ ત્યાંયરે
છેવટ મેલ્યું ત્રીશુળ ભોળાયે...રીશ કરી મન માંયરે
ત્રિશુળ પડીયું પાછું રણમાં...કર્યું નહીં કાંઇ કામરે
શંકર જોઇને વિસ્મય પામ્યાં...છુટી ગઇ છે હામરે
અસૂર કોપી કેડે પડીયો...શંકરની તે વારરે
નંદી લઇ નાસી પેઠા છે...તંબુની મોજારરે...

ભય પામી દેવ સઘળા તંબુમાં ભરાઈ પેઠાં.

**શંકર**—કૃષ્ણજી, આપણું સૈન્ય મરાયું જાય છે, અને અસૂરોનું સૈન્ય ઘટતું નથી.

**કૃષ્ણ**—ભોળા, ભ્રગુ રૂષી એના સેન્યમાં સાથે છે, તેઓએનાં મૃત્યુ પામતાં યોદ્ધાને સજીવન કરેછે. જ્યાં સુધી ભ્રગુ રૂષી દુર થાય નહીં ત્યાં સુધી જીતાવો અઘરો છે.

**શંકર**—તો આપણે ભૃગુ રૂષીનું હર્ણું કરીએ

---

## ગીતી

ક્રોધે કૃત્યા બનાવી...જાલંધરને રણ પ્રેરી ત્યાંયે
શુક્ર હરીને લાવો...ક્ષણું માત્રમાં વાર નહીં થાયે

---

## દક્ષીણી સાખી

કૃત્યાએ આવીને રણમાં...ભૃગુ ઉપાડયાં જ્યારે
ભગમાં ઘાલી ભૃગુ છુપાવ્યા...કીધાભૃષ્ટ તે વારે
જુઓ ત્રિપુરારી......દેવ કાજ કરી ખ્વારી

ભૃગુની ખોળ રણમાં થવા માંડી, છતાં ગુરૂનો પત્તો લાગ્યો નહી.

**શંકર**—કૃષ્ણજી આ અસૂરને કોઇ હથીયાર કેમ લાગતું નથી.

**કૃષ્ણ**—શંકરા, એજ આશ્ચર્ય જેવું છે. એજ ચિંતા મારા મનમાં પણ છે. છતાં આજે એક કામ કરૂં છું અને એનું મૃત્યું ખોળી કાઢું છું.

ગરૂડ, તું દ્વારિકા જઇ લક્ષ્મીને તેડી, જલદી પાછો આવ. તેજ વખતે ગરૂડ ઉડી દ્વારીકામાં આવી માતાને પ્રણામ કર્યા.

**ગરૂડ**—માડી, પ્રભુનીઆજ્ઞાથી આપને તેડવા આવ્યો છુ પરમાત્મા આપને તેડે છે માટે સત્વર પધારો,

**લક્ષ્મી**—ગરૂડ, સંગ્રામમાં પ્રભુ ગયાં છે ત્યાં મારી શી જરૂર પડી ?

**ગરૂડ**—માતાજી આપ ત્યા પધારસો એટલે સઘળુ જણાશે. લક્ષ્મીજી તરત ઉઠી વસ્ત્રાદિ પરીધાન કરી ગરૂડપર સ્વારી કરી, ગરૂડ પ્રચંડ પાંખના બળથી ઉડી પ્રભુની પાસે લક્ષ્મીને લાવી મુકયાં.

**લક્ષ્મી**—( અધીરાં બની હરિને ચરણે નમી બોલ્યાં ) નાથ, ગરૂડ સાથે એકદમ તેડાવાનું પ્રયોજન શું છે ? કૃપાકરી કહો કે મારો આત્માસ્થીર થાય,

**કૃષ્ણ**—પ્રાણવલ્લભે, કાર્યતો બીજુંશું, પણ તારો પ્રેમમારાથી એક ક્ષણ વીસરાતો નથી, તારો વિયોગ મને દુખદાઇ થઈ પડે છે, મૃગાક્ષી, તારાં નેત્ર મારાથી દુર થતાં મારો પ્રાણ અધીરો બને છે. પ્રેમદા, શોળસહસ્ત્ર સુંદરીમાં, તું, મને અતિપ્રીયકર છે. તારૂંલવણ્ય, તારો વિવેક, તારો પ્રેમ, મારાં રદયમાંથી લેસપણદુર થતો નથી. મને તારા જેવી સુંદરી મળવાથી મારૂં જીવીત ધન્યવાદ ગણું છું.

**લક્ષ્મી**—પ્રાણેશ, આટલાં બધાં માન્યનેલાયક હું નથી, હુંતો આપના ચર્ણની તાબેદાર દાસીછઉ વ્હાલા, બપૈયો વરસાદને માટે ચકોર ચંદ્રને માટે, જેમ અધીરાબને છે. તેમજ આપનો વિયોગથતાં, મારાપ્રાણ સદૈવ અધીરા બની જાય છે. પતિવ્રતા સ્ત્રીઓ પોતાનાપતીને ક્ષણવાર દેખતીનથીતો, તેના અધીરાં જીવની શી દશા થાય છે તે આપને શી રીતે સમજાવું.

**કૃષ્ણ**—કોમળાંગિ, આ તારૂંડહાપણ જોઇને, તારૂંચદ્રસમાનમુખ નિહાળીને, આજ મારા હૃદયમાં શોકાગ્નીપ્રગટી રહયો છે.

**લક્ષ્મી**—મારાપ્રભુજી, મારો કોઇ અપરાધથયો છે ? આપને મારાતરફથી સોકથવાનું કારણશું છે ?

**કૃષ્ણ**—વનિતા, તારો અપરાધ કસોનથી, અપરાધીહું પોતે છઉ, કેમકે વિના કારણે તને તજવા મારૂં ચિત્ત ચાહી રહયું છે.

**લક્ષ્મી**—અરેરે, આહું શું સાંભળુંછું !! નાથ, વિનાપ્રયોજને આપ સાથી મને તજશો ?

**કૃષ્ણ**—સુંદરી, સૃષ્ટિમા જેપુરૂષને અપમાન સહન કરવું પડે તેનાં કરતાં, નીરજન વનમાં જઈ સંસાર સુખને છોડી, એક પરબ્રહ્મનું ધ્યાનકરી, પોતાનો સમય વ્યતિત કરવોસારો છે.

**લક્ષ્મી**—પ્રાણેશ, આપનું અપમાંન શું આદાસીથીથયું છે?

**કૃષ્ણ**—થયું નથી પણ કરશો.

**લક્ષ્મી**—વ્હાલા, સુર્યચંદ્રની શાંક્ષિ એ કહુંછુંકે, મારો પ્રેમ આપના ઉપર અચળ છે- આપની એક પણ આજ્ઞાનું ઉલંઘન કરવા હું શક્તિવાન નથી, નાથજી, હું તો આપની સાથે પ્રેમના બંધનથી બંધાઇછું. આપ જે કહો તે કરૂં, વેચો ત્યાં વેચાઉં, કહો ત્યાં જાઉં, મારાનાથ, મારા પ્રેમની કસોટી આપને યોગ્ય લાગે તેમ કરી જુઓ, મારા તરફથી આપને કદી અપમાન થાયજ નહીં.

**કૃષ્ણ**—સ્ત્રીના વાકયમાંજ મીઠાસ છે. તેનાપર પામર પુરૂષો મોહપામીજાય છે, જેવી વાકયમાં મીઠાસ છે, તેવુંજ હૃદય વિષસમાનહોય છે, મોઢેથી મધુરાં વચનોવદી પુરૂષને પ્રેમપાસમાં બાંધીલે છે, પણ ધારણાતે પોતાનીજ પુરી પાડે છે.

**લક્ષ્મી**—શું, મારૂં હૃદય આપ વિષ જેવુંજ ગણો છો ? આજ આપના આવાં માર્મિક વચનો સાથી નીકળે છે. એ કાંઇ સમજાતું નથી, મારા નાથ !

**કૃષ્ણ**—જ્યારે તારૂં હૃદય શુદ્ધ છે તો, હું કહીશ તે સું તું કરી સકસે ? જો કરે તોજ તારો અને મારો તેમા શ્રેય છે.

**લક્ષ્મી**—આપ જે કહો તે શીર સાટે કરવા તૈયાર છઉં.

**કૃષ્ણ**—ઠીક ત્યારે સાંભળ, આ જાલંધરને તું ઓળખે છે ? એ તારો ભાઇ થાય છે. કેમકે, સમુદ્રમાંથી તારો અને એનો જન્મ છે. પણ હું દેવોની સહાય કરવાં સંગ્રામે ચઢયો છઉં એ તું જાણે છે, એ બળવાન હમારાથી જીતાતો નથી, માટે તું એની પાસે જઇ સાંકડી સગાઈ જણાવી એનું મોત સીરી તે થાય. તે પુછી આવે તો હું જાણું કે તારો પ્રેમ મારા ઉપર અચળ છે.

**લક્ષ્મી**—(રોમાંચ થઇને) નાથજી, આ કેળના ઉપર સમ

શેરના ઘા જેવાં વાકયો, મારા હૃદયમાં ભાલાની અણી પેરે સાલી રહ્યા છે, દેવોની જીત થઇ કહેવડાવા સારૂ મારૂં પીયેર આપ ઉજડ કરવા ધારો છો? મારો વાતનો વીસામો ભાંગવા આપ સા માટે તૈયાર થયા છો ? મારા ભાઇએ આપનો કોઇ અપ-રાધ કર્યો હોય તો હું તેને કહીને આપને ચર્ણે નમાવું, પરંતુ પારકા વૈરમાં મારૂં રાંકડીનું વીર રત્ન શું કરવા ખોવરાવો છો ? એવી કઇ અભાગણી બ્હેન હશે કે પોતાના બંધુનુવિના કારણે ભુંડું કરે !

**કૃષ્ણ**—ચાલો બહુ થયું. તમારા ડાહાપણ ભરેલા વચનોની હમણાં જરૂર નથી.

સ્ત્રી કોઇની થઇ નથી, અને થનાર નથી, એતો જાણ્યો તમારો પ્રેમ, સ્વામી મરી જાય તો ભલે, કદાચ બીજો મળશે. ભાઈ કંઇ બીજાને કહેવાય?

**લક્ષ્મી**—(લજીત થઇને) આપ આ શું કહો છો ? નાથ મારૂં હૃદય વીંધાઇ જાય છે. તમારા સબ્દો તરવારના ઘા જેવા લાગે છે.

**કૃષ્ણ**—હવે એ તો જાણ્યું ? ડહાપણ રહેવા દ્યો. એ-ટલેથી બોલવું બંધ કરો (ગરૂડ) નારદને બોલાવ.

**નારદ**—હરિનો જય થાવ.

**કૃષ્ણ**—નારદજી મારે સન્યસ્ત લેવું છે, માટે આપ મને ઉપદેશ કરો.

---

### પરજ

જાઉં આજે જંગલમાં, જોગી બની
જોગી બની... પહેરી કફ્નીં...જાઉં
ખપ્પર ખાંડું પાના પોથી...રૂદ્રમાળ લાવો જપની...જાઉં
ચલમ ચીપીયો દૃંડક મંડળ... આષાં શીંગીઆણી ખપની..જાઉં

**લક્ષ્મી**—નારદજી આપ આ શું કરો છો ? મારૂં ઘર ભાંગવાં તમો કયાં તૈયાર થયા છો ? તમો ઉપદેશ કરશો નહીં.

**કૃષ્ણ**—નારદ વાર લાગે છે, લાવો વિભુતી ચોળીલઉં

(વિભુતી ચોળતા પ્રભુના હાથ જાલી.)

**લક્ષ્મી—** થયાછોરે

શું થાસે, હરી હરી હવે મારૂં...વિષમ દશા મારી,
નાથ નમેરા થઇને આજ શું...જાસો જંગલ માંય...હાં.
કરી ભગવા...બેઠા ઠગવાં...મુને રગવા...દીલ ડગવા
હાય અરે નવ સુજે કાંઇ મને આફતશિર ભારી...સું થાસે
વ્હાલા, વેગ કરો નહીં હમણાં...જાઉં ભ્રાત છે ત્યાંય...હાં.
ઝટ જાવું...ભાળ લાવું...પુછીઆવું...હું શિધાવું—
ક્ષમાં ક્ષમાં કરો સ્યામ હવે, તો...હિંમત હું હારી...સું થાસે

પ્રાણનાથ, આપ આમ હઠીલાઇ શું કરો છો ! નારદજી તમો કૃપા કરી આ સધળું અહીંથી પાછું લઇ જાઓ, પ્રભુ પ્રભુ મને ક્ષમા કરો.

**કૃષ્ણ—**અયે લક્ષ્મી, તમારે હવે વધારે વાત કરવી નહીં. મારો સમય વ્યતિત થાય છે માટે, મને, ન રોકતાં મારૂં કામ કરવા દયો.

**લક્ષ્મી—**પ્રભુ, તમારા કહ્યા પ્રમાણે હું મારા બંધુ પાસે જઇ તેનું મોત પુછી આવું છઉં, જરા થોભો ક્ષણમાં હું પાછી આવીશ.

**કૃષ્ણ—**લલના, શું કરવા લોભાવી મારા વીચારથી પાછો ફેરવો છો ! સ્ત્રીઓ બોલે છે કંઇ અને સમય જતાં, પાછાં બદલાતાં વાર લાગતી નથી. માટે બસ મને તો સન્યસ્ત લેવાદે નાહક ખોટી ન કર.

**લક્ષ્મી—**મારા પ્રભુ, જરા થોભો, તમારા કરતાં મારે બીજું શું વધારે છે? તમારા જવાથી મારૂં સરવસ્વ જશે. એ હું સમજુ છું. ક્ષણવાર રહો અને મને મારા ભાઇના તંબુએ પહોંચાડો.

**કૃષ્ણ—**સતિ, તારા ઉપર મને બહુ દયા આવે છે, જેથી જરા થોભું છઉં, જાઓ ગરૂડજી, લક્ષ્મીને જાલંધરને તંબુએ તેડી જાવ, ગરૂડજી માતાને લઈ અસુરને તંબુએ આવ્યાં, અનુચરને કહ્યું તમારા સ્વામીને કહોકે તમારાં બેન મળવા આવે છે.

**જાલંધરને ખબર મળતાં તરત ઉઠી સામો આવ્યો**

**જાલંધર—**બેની, આજ આ રંક ભાઇ ઉપર ઠીક દયા કરી!

**લક્ષ્મી**—વિરા, તને મળવાને મારૂં ચિત અધીરૂં થઇ રહ્યું હતું, પણ જોને ગૃહકાર્યમાં, રોકાઇ જવાથી આવી શકી નહી. બંધુ તેં આ શું કરવા માંડયું છે ? આપણે દેવ સાથે બાખડી બાંધવાનું કાંઇ કામ નથી, વિરા, આપણા પીતા પાસે દ્રવ્યની શી, કમીના છે? દેવ સગળા દગો કરનાર છે, બંધુ, મારૂં રાંકડીનું જીવન તું છે.

**જાલંધર**—ભગીનિ, તારૂં કહેવું ખરૂં છે, પણ કહે મારા બનેવીનું મેં શું બગાડયું છે ? તેઓ મારા સાથે શું કરવા વૈર રાખતા હશે ! મેં ઘણી પ્રણિપત કરી છતાં પોતે જરાએ ડગતાં નથી, મારા પર એમણે દયા કરી મારો પક્ષ કરવો જોઇએ, તેને બદલે મારા સામું થયા છે ! હશે. એમને ગમે તે ખરૂં.

**લક્ષ્મી**— એઓ કદી તારા સાથે વૈર રાખે એવા નથી, પણ દેવતાઓ એમને તેડી લાવ્યા છે, છતાં હું સમજાવીશ, અને તારી સાથે મિત્રાઈ રાખવા ભલામણ કરીશ, પણ વિરા તારૂં સાહસ જોઇને મને બહુ ચિંતા થાય છે. કદાચ દેવોના કપટમાં તું ફસાયો તો !! વિરાજી, મારૂં પછી કોણ ? તારો મમત છોડી દે. અને તું પાછો જા, એમા આપણી મર્યાદ ઓછી થનાર નથી,

**જાલંધર**—બેની, તું મારા મોતને માટે ફીકર કરતી હોય તો તે ચિંતા છોડી દે, કેમકે કોઇ પ્રકારે મારૂં મોત થનાર નથી.

**લક્ષ્મી**—વિરા, મારી શી ખાત્રી, મારૂ અધિરૂં હૃદય કેમ માને ?

**જાલંધર**—જો, આ પુષ્પની માળા મારા કંઠમાં છે, એ તારી ભાભીના સતની એંધાણી છે, તે જ્યાં સુધી પતિવૃત તજે નહીં ત્યાં સુધી મારૂ મોત કોઇથી થનાર નથી તું ધીરજ રાખ

**લક્ષ્મી**—વિરાજી આવિશ્વાસ ખોટો છો, કેમકે

---

**શ્લોક**

**अनुचितकर्मारंभो स्वजनविरोधोबलीयसीस्पर्धा**
**प्रेमदाजनविश्वासो मृत्युद्वाराणी चत्वारीवपुर्सा**

જે કામ કરવું ઉચિત નથી તે કરવાથી, સ્વજનો સાથે, અને પોતાનાથી બળવાન સાથે, વિરૂદ્ધ થઇ સરખામણી કરવાથી, તેમજ પ્રેમદાનાઉપર વિશ્વાસ રાખવાથી, જરૂર મૃત્યુના ધ્વારની નજીક ગયા જેવું થાય છે. મારાં ભાભી સદા પવિત્ર છે, પણ આખરે સ્ત્રી છે, તેનાપર ભરોંસો રાખી તું મહા સંગ્રામમાં ઉતરી પડયો છે એ કાંઇ ઠીક નથી.

**જાલંધર**—બેન, જ્યાં સુધી સુર્ય ચંદ્ર તપે છે ત્યાં સુધી તારી ભાભી સત્ય ચુકસે નહી,

**લક્ષ્મી**—ભલે તને જો વિશ્વાસ હોય તો ! પણ યુધને માડી વાળેતો સારૂં !

**જાલંધર**—બેન, તમો ફીકર ન કરો, માત્ર મારા બનેવી મારી પક્ષે જો આવે તો મને બીજા કોઇની દરકાર નથી.

**લક્ષ્મી**—ઠીક, ત્યારે હવે હું તો જઇશ, તારા બનેવીને તારા પક્ષે આવવા વિનવીશ,

**જાલંધર**—ભગીનિ, તમારો મોટો ઉપકાર થયો માનીશ, આ મારી રંકની ભેટ કબુલ કરો કહી કેટલાક શણગાર આપ્યા.

બંધુને છોડીને જતાં નેત્ર સજળ થયાં, ગરૂડપર સ્વારી કરી હરીપાસે આવ્યાં.

**કૃષ્ણ**—સુંદરી, શા સમાચાર લાવ્યાં ?

**લક્ષ્મી**—નાથજી, મારા ભાઈએ આપને નમસ્કાર કહ્યા છે, આપને મળવા ને તે આતુર છે, આપ ત્યાં પધારો તો સારૂ.

**કૃષ્ણ**—ઠીક; સંકેત કરીને આવ્યા છો ને ! હું ત્યાં જાઉ એટલે પ્રાણ વગરનો થાઊ. યુક્તી સારી રચી આવ્યાં.

**લક્ષ્મી**—આપના હૃદયમાં જેવું કપટ છે, તેવાજ બધાને આપ સમજો છો. તે બીચારાની બનેવીનુસ્મર્ણ કરતાં જીભ સુકાઈ ચાલી તે તમારા ક્યાં હીસાબમા છે.

**કૃષ્ણ**—હવે જાણ્યું ! જે કામે મોકલ્યાં હતાં તેનું શું કર્યું તે કહોને.

**લક્ષ્મી**—હું આપને કહું છઉ પણ મારાપર કૃપા કરી મારા બંધુને ઉગારો.

**કૃષ્ણ**—નારદજી, લાવો વિભુતી, સ્ત્રીઓનો ભરોસોજ ખોટો હોય છે નારદ તરત વિભુતી લાવ્યા.

**લક્ષ્મી**—(ચકીત થઇને) જરા સબુર કરો, હું કહું છઉં, તમારા કરતાં મારે શું વધારે છે ? લ્યો કહી દઉં, મારી ભાભી વૃંદા જ્યાં સુધી પતિવૃત ચુકસે નહી, ત્યાં સુધી એનું મૃત્યુ થનાર નથી. પ્રભુ, મારા ભાઇએ આપનું કાંઇ બગાડયું નથી માટે બચાવો તો સારૂં

**કૃષ્ણ**—ગરૂડજી લક્ષ્મીને દ્વારીકા મુકી આવો ગરૂડજી તેડી ગયા, ભોળા નાથ, શો વિચાર હું વૃંદાને છળવા જાઉ છું તમો રણે ચઢો.

**શંકર**—તમો લઢવા જાઓ હું છળવા જાઉં છઉં.

**કૃષ્ણ**—શંભુજી, એ કામ તમારૂં નથી, એતો કર્યું હોય તેનાથીજ થાય.

**શંકર**—એમાં શું મોટું કામ છે ?

**કૃષ્ણ**—પધારો ત્યારે, સાચવજો કામ બગડે નહીં. શંકર જાલંધરનુ સ્વરૂપ લઇ ગણુપતિનું કૃતિમ મુસ્તક હાથમાં લઇ મથુરા આવ્યા, નગ્રજનો રાજાને જોઈ આનંદ કરવા લાગ્યા,

---

### દક્ષણી સાખી.

મહેલ નીચે આવીને શંકરે...કરી ગર્જના ત્યાંયે
નંદા આવી અટારી માંહે...જોયા રાયને જ્યાંયે
ધાઈને ચાલી........જઇ વધામણી આલી

**નંદા**—બાઇ સાહેબ, મહારાજા વિજય કરી પધાર્યા

**વૃંદા**—ઘેલી સખી, એ મારા રાજન નથી. વૃંદા ઉઠી ઝરૂખામાં આવી શંકરને ઓળખી કહેવા લાગી.

---

### સાખી.

ધન્ય જગતના તાતજી...ઠીક કરો છો કાજ
ઠીક સજ થઇને આવીયા...લેવા પુત્રીની લાજ...સિયાવર

વાહવા, ભોળાનાથ, તમો જ્યારે આવાં કૃત્ય કરશો, ત્યારે

સૃષ્ટિ કોને આધારે ચાલસે ? ભોળા સમ્ભોઇ નીચું જોઇ ચા-લવા માંડ્યું.

નારદજી જાલંધર પાસે આવી કહેવા લાગ્યા, અલ્યા, શંકર તારી વૃંદાને છળવા ગયા છે, સાંભળી અસુરે શંકરનું રૂપ લઇ જાલંધરનું કૃતીમ મુસ્તક હાથમાં લઇ નંદીપર બેશી કૈલાશમાં આવ્યો.

જયા, વિજ્યા શંકર રૂપ દેખી પાર્વતિને ખબર કરી.

**પાર્વતી**—એ શંકર નથી, જુઓ હું પારખું બતાવું, એક કૃતીમ પાર્વતી ઉત્પન્ન કરી જાલંધર સામું જયા સાથે મોકલી તેને જોઇ અસુર મોહ પામ્યો.

---

**પાર્વતી**— **દક્ષણી સાખી**

પાપી પાપા ચરણુમાં ધુમે...પસ્તાસે કોવાર
માતની લાજ તું લેવા આવ્યો...સરમ નાવી લગાર
જા, હજુ સાંખું......નહીતો બાળી નાંખુ

જાલંધર લજવાઇ પાછો ફર્યો.

શંકરે આવી કહયું વિભુ વૃદ્ધાવસ્થામાં હાથે રહી ઇજત ગુમાવી.

**કૃષ્ણ**—ના કહયાં છતાં, આપ શું કરવા ગયા, હવે તમે રણમાં જાઓ હું જઇ હમણા છળી આવું છું.

**શંકર**—એ નહીં છળાય, મને એણે શી રીતે ઓળખી કાઢયો ? કંઇ સમજાતું નથી.

**કૃષ્ણ**—તમો રણમાં ઉભા રહેજો હું વીજય કરી આવું છઉં.

કૃષ્ણજી ગરૂડને સાથે લઇ મથુરા નગરથી એક યોજન દુર જંગળમાં આવી, પોતાની માયાથી. એક બગીચો બના-વ્યો, જેમાં હરાડ ભાર વનસ્પતિ ઉપજાવી, અનેક પ્રકારનાં પશુ પક્ષીઓ, તેમાં નિઃવૈરી થઇ ક્રીડા કરવા લાગ્યાં. પોતે ગુરૂ બની ગરૂડને શીષ્ય બનાવ્યો.

વૃંદાને મધ્ય રાત્રીએ પોતાના સ્વામીના માઠા સમાચારનું સ્વપ્નું આપ્યું, વૃંદા જાગી ફાળ ભરી સ્વામીને મળવાને આ તુર થઇ, નંદા પાસે રથ જોડાવી, તરત નીકળી, માર્ગમાં અપ

શુકન થતાં, ઉલટો પરીત્તાપ થવા લાગ્યો, પ્રાતકાળ થતાં બગીચાની લગભગ આવી પહોંચી. ત્યારે કૃષ્ણે એક કળા કરી. એક સગર્ભા મૃગલીને વાધે મારી, તેને અંજળી છાંટી સજીવન કરી. આ જોઇ વૃંદાનું ચીત આકર્સાયું, નંદાને તે તરફ જવા સંકેત કર્યો, રથમાંથી ઉતરી ગુરૂ પાસે જઇ પ્રણામ કર્યા.

ગુરૂ—અય ચેલા, એ માઇલોક કૌનહે, અપને તપસ્વિઓંકે સ્થાનમેં માંઇઓંકા કયા કામ હૈ. નીકાલ દે યહાંસે.

વૃંદા—મહારાજ આપ સંત છો, આપના તપના પ્રભાવથી આખું જગત ચાલી રહ્યું છે, આપ હમારે ઇશ્વર રૂપ છો, હમારા ઉપર કૃપા કરી વિનંતી શાંભળો.

ગુરૂ—અરે માઈ, હમારે સ્ત્રી લોકસેં કયા કામ હૈ, હમ સ્ત્રીઓંસેં કભી બાત કરતે નહીં હૈ, હમારા તપમેં ભંગ હો જાતા હૈ, યહાંસે ઉઠકે એકદમ ચલે જાઓ, ચેલા, કયા દેખ રહાહે, લલકાર દે યહાસેં.

ચેલો—માઇ યહાંસેં ચલે જાઓ, હમારે ગુરૂકે ક્રોધસે તુમારે લીયે સારી જગત કા કામ બીગડ જાયગા.

વૃંદા—મહારાજ કૃપા કરો, હમારા તરફથી, ગુરૂની પ્રાર્થના કરો, હમો આપનો આભાર માનીશું.

ચેલો—ગુરૂ મહારાજ કૃપા કરકે, એ માઇલોકકા સમાધાન કરો, આપ જૈસે દયાલુ માહાત્મા દયા નહીં કરેંગેતો, દુનીયા કીસતરહ ચલેગી.

ગુરૂ—ચેલા, એતેરી આજીજીસેં, હમોરા દીલ પીગલ રહાહૈ.

કહીએ માઇ તુંમારા, કયા કામ હૈ ?

વૃંદા—મહારાજ, મારા સ્વામિ સંગ્રામે ચઢયા છે; તેમાં ગઇ રાત્રે મને ભયંકર સ્વપ્ન થયાં, જેથી મારૂં હૃદય અધીરૂં બન્યું છે, માટે મારા નાથના સમાચાર જાણવા માગું છું.

ગુરૂ—બૈઠો. હમ સમાધી ચહડાકે દેખતે હય, ગુરૂએ સમાધી ચઢાવાનો ડોળ કરી, થોડીવારે શ્વાસ છોડી, વીલે મોઢે નિસ્વાસ મેલ્યો.

વૃંદા—કૃપાળુ, શા સમાચાર છે ?

ગુરૂ—દેખ માઇ કીસીકા આત્માકો કષ્ટ દેના; એ હમા-

રા કામ નહીં હૈ, લેકીન સમાચાર બુરે હય. તેરા સ્વામીર-નમે ગીરાહે.

**વૃંદા**—મહારાજ, હું મારૂં શિયળ સાચવી રહી છુ, તથાપિ મારા પતિનો કાળ કેમ થાય ?

**ગુરૂ**—દેખ, તેરેકો ઈતબારનહીંહે ? હમારી બિ-ધ્યા કે જોરસેં તેરેકોહમ બતાતે હય.

કરીને ઉંચું જોયું, એટલે એક કૃતિમ હાથ જાલંધરના જેવી મુદ્રીકા વાળો આવી પડયો. વૃંદા પોતાના પ્રાણેશનો કર જોઇ ચકીત બની, એટલે એક પછી એક અંગના કકડા આવી પડવા લાગ્યાં, છેવટે, કુંડળ મુગુટ સહીત મુસ્તક આ-વીને પડતાં, હાહાકાર કરી વૃંદાએ રડવા માંડયું

---

**વૃંદા— પંડીતાઈ પળમાં ચાલી જાય છે. એ રાહ.**

પ્રાણનાથ પ્રગટયું પાપ આ સમે...પુર્વ તણું—પ્રાણનાથ.
આ ભવે કરેલાં પુન્ય ગયાં...એળે માહયરાં !
કષ્ટ વેઠી દેહ દમી છે હમે...પુર્વ તણુ.
પતિવૃત પાળતાં છતાં શું દોષ લાગીયો
નાથને વિડાર્યા છે ક્રમે ક્રમે...પુર્વતણુ
સ્વામીના રૃદયમાં પેઠો...અણુભરોશો માહયરો
હું બતાવું સત્ય કયાંછોરે તમે...પુર્વતણું.
જયાં છો ત્યાં સન્મુર કરો આવી મળું છું હવે
તમ વિના સંસાર મને ના ગમે...પુર્વતણું.

વૃંદા કલ્પાંત કરતાં, ગુરૂના ચરણુ વંદી, બોલી મહારાજ, મારા સ્વામીનું મૃત્યુ થતાં, મારા શિયળને દોષ લાગ્યો, પરમ કૃપાળુ ગુરૂ, મારાં દેખતાં આપે હમણા મૃગલીને સજીવન કરી, આપની અદભુત સત્તા, મેં મારી નજરે જોઇ છે, તો મૃગલી કરતાં આ જીવ વધારે મુલ્યવાન છે. કૃપા કરી મારા સ્વામીને સજીવન કરો. આપ તો પરમાત્મા રૂપ છો. દયા કરો.

**ચેલા**—ગુરૂ મહારાજ, કૃપા કરકે એ માઇકા સ્વામી કો સજીવન કરો. કયું કે ઇનકાબિલાપસેં અપના સારા આશ્રમ રોરહાહે. હમારે ઉપર કૃપા કરકે સજીવન કરો.

ગુરૂ—તુમ સબ લોક હમારે પીછે લગે હો, દુનીઆમેં અયસે દુખી લોક બહોત હે. એહ બાતકી ઓર લોકોકોં ખબર પડનેસે યહાં એસી ઠઠ હોજાયગી કે, અપના તપ કરનેકા વખ્ત નીકલ જાયગા. કયા કરના તુમારી આજીજીસેં ઈનિકોજીંન્દા કરતા હું. એક જળકાપ્યાલા લાવ.

ગુરૂ એ જળની અંજળી છાંટી કે, તમામ અંગો એક એકની સાથે જોડાઈગયાં અને અંગમાંપરમાત્માએ પ્રવેસ કર્યો કે જાલંધરતું પડેલું સબ સજીવન થઇ નેત્ર ખોલ્યાં.

વૃંદા—મારા વ્હાલાનાથ, તમારી શી દશા ?

જા. ભ—અરે સુંદરી, આ સ્થળ એકાંત છે, ત્યાં તું કેમ આવી છે ? આ સાધુઓ સાથે સા માટે વાત કરે છે ? એ કાંઇ સમજાતું નથી. અફસોસ છે ! સ્ત્રીઓના ઉપર વિશ્વાસ રાખનારને, પ્રિયા તારે ભરોંસે સંગ્રામમાં ચઢયો. અંતમાં તું કામને આધીન થઇ, મારૂ શું થશે તે ન વીચારતાં સાધુઓનાં સંગમાં આવેલી જણાઇ. આખરે મારૂં મુસ્તક છેદાવ્યું. શરમ છે તારાં કર્મને.

વૃંદા—પ્રાણેશ, હું કોઇકુકૃત્યને માટે નીકળી નથી, મારા સત્યની પરિક્ષા આપને શી રીતે આપું. આપ કહો તે કરવા તૈયાર છું. કહો તો બળતો અગ્ની હાથમાં લઉં, કહો તો તેલ કઢામાં પડવું કબુલ કરૂં, આપ કહો તેવી પ્રતિજ્ઞા કરૂં, મારી વૃત્તિ બદલાઇ નથી છતાં, પુર્વના કોઈ પ્રાયશ્ચિતથી આપનું મુસ્તકરણમાં પડયું. વ્હાલા, હવે તો ઘેર પધારો. હવે લઢવા જવું નથી, દેવના કપટ આગળ આપનું નહીં ચાલે.

જા. ભ—ઠીક છે હાલ તો તારા સાથે આવું છું, પછી મારૂં કપટથી મુસ્તક છેદનારની ખબર લઉં છું.

વૃંદાના સાથે વનમાળી જાલંધરના રૂપમાં રથમાં બેસી નગ્રમાં પધાર્યા જન સમુહ મહારાજા આવ્યાની વાત જાણી આખા નગ્રમાં ઉત્સવ કરવા લાગ્યા.

વૃંદા—સખી નંદા, સ્વામીને માટે અંગોળની તૈયારી કર. નંદા કેટલીક દાસીઓ સાથે તેલ ફુલેલ તૈયાર કરી સ્નાન કરવા ઉષ્ણ જળ લાવી, એક સુવર્ણનો બાજઠ લાવી માંડયો.

જાલંધર રૂપે ભગવાન મહેલમાં જઇ, જ્યાં અસુર વસ્ત્ર-હથીઆર મુકતો હતો ત્યાંજ પોતે મુકયાં, વસ્ત્ર બદલી સ્નાન કરવા આવતાં પોતાના દાસ દાસીઓને બોલાવા માંડયા, વૃંદાએ બત્રીસી રસોઇ તૈયાર કરી સ્વામીની રાહ જોવા લાગી.

જાલંધર સ્નાન કરી, ઇશ્વર સ્તવન કરી, જાણે આખા ઘરનાં જાણીતા હોય તેમ રશોડામાં આવી ભોજને બીરાજ્યા, વૃંદાએ પુર્ણપ્રેમથી પતિને પીરસવા માંડયું, જાલંધરને ભોજન કરતાં પહેલાં જળ પીવાની ટેવ હતી તેજ પ્રમાણે પ્રથમ જળ પીધું. વૃંદા સાથે બેસી ભોજન કર્યું મુખવાસ લઇ પોતે શયન ભુવનમાં પધાર્યા.

વૃંદા પાછળથી સોળે શ્રણગાર સજી, સયન ભુવનમાં આવી, પોતાની આજ્ઞાનુસાર, દાસદાસીયોએ સર્વ સામગ્રી તૈયાર કરી શયન ભુવનને સોભાવી રાખ્યું હતું પલંગના ઉપર પ્રભુ પોઢયા છે ત્યાં વૃંદા બાજુમાં ઉભી રહી અને બોલી.

---

**વૃંદા—** **આવો આવો કુમકુમને પગલે**

પ્રિતમજી મારા પ્યારા...છો પ્રાણતણાં આધારા
વિનવી પુછે આ દારા...વદો સત્ય નાથજી મારાં
દેવ તણાં કપટેથી ડરીને...પુછું પ્રણમિ આજ
રખે કોઇ વેષધારી આવીને...લુંટે મારી લાજ
વિકળ થઇછું હું મનની માંહે...ચિંતા બહુ મુજને થાયે
ખરૂં શું છે નવ સમજાયે...પાછળ પસ્તાવો થાયે
સત્ય વદોને વ્હાલા મારાં...રખે ધરો મન રીશ
કોઇ તણો ડર મુજને નથી...પણ રખે આવે જુગદીશ
કૃષ્ણજી કપટ કરે નીરધારે...છેતરાવું તણીવારે
એ ચિંતા મુજને ભારે...મારૂં હ્રદય દ્રવે આવારે

**ભ. જા.**—સુંદરી ધન્ય છે, તારા સત્યને, પ્રથમ પુછી ખાતરી કરવીજ જોઇએ. વ્હાલી, તને મારી ભ્રાંતી પડે છે ? પણ તેવું નથી, જો તને આપણી એક ગુપ્ત વાત કહું, તેનું સ્મરણ કર, ઘેલી જ્યારે રણે રમવા હું નીકલ્યો, ત્યારે તેં બહુ પ્રકારે ના કહી, છતાં હું તૈયાર થયો અને ન માન્યું, ત્યારે તેં મને પુષ્પની માળા પહેરાવતાં અધર ચુંબન લીધું હતું તે યાદ છે ?

**વૃંદા**—મારા વ્હાલા, હવે મને સંકા નથી, આપની મર્યાદ લોપી આપની સામું પુછપરછ કરી તે માટે મને માફી આપો.

**ભ.—જા.**—મારા હૃદયના શણગાર, તને સદાયે માફી આપી ચુંકયો છઉં, તેના સાથે વૃંદાએ હર્ષાશ્રુ સહીત પોતાના પ્રાણેશ માની આલીંગન આપ્યું.

સુવર્ણના પલંગ પર પુષ્પની શય્યામાં પતિ રૂપ ધારી શંગે શયન કર્યું, કપટ જાળમાં ફસાવી વૃંદાને શિયળ ભંગકરી.

હરી હરી, રણ સંગ્રામમાં જાલંધર અતુલીત બળથી શંકર ઈંદ્રાદી દેવો સાથે સમર્થ યુધ કરી રહ્યો છે, ત્યાં પોતાની પડતી થવા લાગી, કંઠમાં પહેરેલી પુષ્પની માળા તરફ નજર કરીતો,કરમાયેલીજણાઇ, મહા પસ્તાવો કરવા લાગ્યો, ધિક્કાર ધિક્કાર સ્ત્રી જાતને, આહા, આખરે નારી કામને આધિન થઇ શિયળ ભંગ કીધું, શિવ શિવ, હવે શું કરૂં, નારીઓને ભરોસે હજારો નરો દુનીયામાં રવડી મુઆં, અહા, સ્ત્રીઓ તમારા મોહમાં કેટલા ઘરબાર તજી જોગી થઇ જંગલમાં ભટકતાં થયાં, તો કેટલા આત્મઘાત કરી મુવા કોઇ પુરૂષો સ્ત્રીના વિશ્વાસમાં, બચવા પામ્યા નહી. અયી, વૃંદા ધિક્કાર છે તને, કામને આધીન થઇ આજ રણમાં મારો વિજય અટકાવ્યો, જાલંધરને ક્ષીણ થયેલો જોઇ મહાદેવ સમજી ગયા.

**શંકર**—અરે દેવો શું જુઓ છો ? કહેતામાં સઘળા સાથે તુટયા, અગણિતહથીઆરો જાલંધર ઉપર આવી અંગને છેદવા લાગ્યા, દેવતાઓ શુરપર આવી જઇ સંગ્રામમાં વધ્યા, શંકરે મહાજાજવલ્ય માન ત્રિશુળ જાલંધર ઉપર કોપ કરી મુકયું, તેનાં સાથેજ બળીષ્ટ યોદ્ધાનું મુસ્તક કપાયું રણ સંગ્રામમાં દેવો જીત્યા, અસુરોનો નાસ કરી નાખ્યો.

જાલંધરનુ મુસ્તક રણમાંથી ઉછળી જ્યાં વૃંદા અને કૃષ્ણ સુખ સૈયામાં પોઢયા છે. ત્યાં પલંગપર આવી પડયું.

કૃષ્ણ ચમકયા, અરે શંકરે આશું કરયું ? મારા ગયા પછી મારતાં શું થયું ? વૃંદા મુસ્તક આવીને પડતાં ચકીત થઇ ગાત્ર ધ્રુજી ઉઠયાં, ક્રોધમાં ભરાઇ પલંગપરથી નીચે આવી

પોતાના પ્રણેશના મુસ્તકને હાથમાં લઇ કૃષ્ણજી જ્યાં પોઢયા છે તેના સામુ આવી.

**વૃંદા**—અરે કપટી પુરૂપ તું કોણ છે ? તારે મારા સાથે કયા જન્મનું વેર હતું. સત્ય કહે તું કોણ છે. નહી તો શ્રાપ દઇ બાળીને ભસ્મ કરી દઇશ.

કૃષ્ણજી શ્રાપના ડરથી ધ્રુજતા ઉઠયા, હવે શું કરવું, વૃંદાને શાંત શી રીતે કરવી, તરતજ ચત્રુભુજ શ્વરૂપ ધારણ કરી શંખ, ચક્ર, ગદા, પદ્મ, વનમાળા વિભુષિત મહારાજ ઉભા થયાં, વૃંદા સ્વરૂપ જોઈ લજીત થઇ.

**વૃંદા**—ધન્ય પ્રભુ, આપને લાજ કેમ ન આવી આવાં કૃત્ય કરતાં, પરદારાને ભોગવતાં, અબળાના શિયળને કલંક દેતા, આપનુ હ્રદય નઠોર કેમ થયું. આપની વૃત્તિ વજ્ર જેવી કેમ થઇ? હવે તમને તો બીજુ શું કહું પણ આપ પૃથ્વીમાં પાષાણુ રૂપ થઇને પડો,

**કૃષ્ણ**—સતિ, આ તમને ઘટે છે ? મને શ્રાપ દઇ પાષાણ રૂપબનાવ્યો; એટલે દુનિયાના લોક મારા પર વસ્ત્ર ઘોસે તે જોઇ તમો શું હાસ્ય કરશો ? જાઓ તમો પણ જંગલમાં વનસ્પતિરૂપ વૃક્ષ થજો કે જેના કાષ્ટ લોકો ચુલામાં બાળે.

**વૃંદા**—હરિ હરિ, મને જેનો ભય હતો તેજ આગળ થયું, તમારા પ્રત્યે મારૂં કંઇ નહી ચાલ્યું, હવે શું કરૂં ? હવે મારી શી ગતિ ? પ્રભુ હવે મને રવડાવશો નહીં, મેં આપને પાષાણ થવા શ્રાપ દીધો પણ તમો શૈલ રૂપે જગતમાં પુંજાશો. અને શૈલ શ્વરૂપ શાલીગ્રામનુ પુજન સ્તવન કરનાર મનુષ્ય મોક્ષને પામસે. હવે મને આપ શાંન્તિનુ સ્થાન આપો.

---

## ગરબી

મારા ગુણીયલ છો ધન સ્યામરે. મોહન મને મુકશોમાં<br>
મારા સ્યામજી સ્ત્રી રૂપ મને ગણીરે<br>
તેવી રાખજો સદાય, હ્રદયમાંયરે. મોહન<br>
મારા તન મન ધન તમો ધણીરે.<br>
હવે છેહ નવ દેશો જગરાયરે મોહન

રડું રાંકડી સહાયલીજેસાથમાંરે
એક ક્ષણુ તણો વિયોગ ન ખમાયરે. મોહન
રાખો ચરણુ શરણુ નાથજી હવે તમેરે
ચુનીલાલ ચરણુ રહેતાં શાંન્તિ થાયરે. મોહન

**કૃષ્ણુ**—સતિ, તારૂ દ્રવતું હ્રદય મને બહુ સાલે છે, મારી સર્વ પટરાણુી કરતાં, તારા પર મારો અધિક પ્રેમ રાખીશ, જંગલમાં તું વનસ્પતી થઇશે ખરી પણુ મારી માનવંતી રાણુી, તું પવિત્ર ગણુાઇશ, તેમજ તારા પ્રેમની નીશાની તરીકે તારા પત્રહુંમાથે ચઢાવીશ, જ્યાં સુધી મારી થાળમાં તું ભેળી ભોજન કરવા આવીસ નહી ત્યાં સુધી કદી હું ભોજન કરીશ નહી, તેમજ કલીયુગનાં મનુષ્યો કોઇ પણુ વસ્તુ કૃષ્ણાર્પણુ કરશે તેના ઉપર જ્યાંસુધી તારૂંપત્રહશે નહી ત્યાં સુધી હું ગ્રહણુકરીશ નહી, મારી પટરાણુીઓનો પ્રેમતોમારારદયમાં રહે છે પણુ તારા પ્રેમનેમારા મુસ્તક ઉપર પત્રરૂપ ચઢાવીશ.

**વૃંદા**—કૃપાશાગર, હવેહું આપને નમન કરૂછું. કૃપાકરી મારાસ્વામિ સાથેગમન કરવા આજ્ઞા આપો.

**કૃષ્ણુ**—સુંદરી, હું તારા સાથેજ આવુંછું. તરત જાલંધરનું મુસ્તક લઇ સતિ, ચીતાખડકી માહે બળીભસ્મથયાં કૃષ્ણુજી ચિતાને શાંત કરી વૃંદાના દેહની ભસ્મમાં આળોટયા, જેથી ત્યાં વક્ષોઉગ્યાં જેનું તુળશિ, નામ ધારણુકરાવી પોતે ગોમતીમાં શાલીગ્રામ રૂપ થયાં જે સ્થાનપર વૃંદા સતી થયાં તે સ્થાનનું નામ વૃંદાવન પડયું

કૃષ્ણુજી ત્યાંથી નીકળી દેવસગળાને મળી સર્વ પોતપોતાને-સ્થાને ગયાં.

વાહ ધન્ય છે શતિવૃંદાને, કે જેના સત્યનાપ્રતાથી, પતિવૃતના રક્ષણુથી, શંકર અને કૃષ્ણુસરખા ડર્યા.

ધન્ય લક્ષ્મીજીને, કે સ્વામીની આજ્ઞામાની પોતાના વ્હાલા બંધુનું મોત પુછી આવ્યા, અને પતિ આજ્ઞા પાળી, ધન્ય તમારી ધીરજને !

આર્ય બાળાઓ, સ્ત્રિને પતિવૃત ધર્મ સીવાય બીજો કીયો ધર્મ વધારે છે ? વ્હાલીએનો, પોતાના શૌભાગ્ય રૂપ સ્વામીનું ર-

ક્ષણુ કરનાર સુંદરી, પતિવ્રતથી બળવાનથાય છે, જેમ વૃંદા શિયળ સાચવનાર મહીલા પોતાની મર્યાદામાં રહી તેમ સ્વામીને પ્રભુરૂપ માનનાર જુગેજુગ વૃંદા સમાન માન્યને યોગ્ય ગણાશે

**શંભૂ**—કાર્તિકસ્વામી આરીતે, પ્રભુ શૈલરૂપથયા છે, અને વૃંદા તુળશિરૂપથયા છે, માટે હું શાલીગ્રામનુ પુજનકરી તુળ-શિ પત્રચઢાવુંછુ.

**સુત**—શૌનકરૂશીઓ આવુ પવિત્ર વૃતાંતસતિનુ તમારા-આગળ મેંવરણવ્યું, સતિસમાન સૃષ્ટીમાં ચઢીઆતુ બીજું કોઇ નથી.

## સતિ વૃંદા ખ્યાન સમાપ્ત



# સતિ રૂકિમણી

## ગીતી.

જય જય હે ગણુનાયક, સુખદાયક સ્હાયક છો બહુ નામી
રીધ્ધી સિધ્ધિના દાયક. વિશ્વ વિનાયક વંદુ શિર સ્વામી.

---

વૈદર્ભ દેશના, મહાન રાજા ભિમકને વજાવતિ નામની સુશીળ ગુણવાન પત્નિ હતા. જેની કુક્ષે પાંચ પુત્રરત્ન રૂકમૈયો. રૂકમરથ, રૂકમબાહુ, રૂકમકેશ, રૂકમાલી, અને કંન્યા રત્ન રૂકિમણી હતાં.

એક વખ્તે રૂકિમણી, માતા પિતા પાસે આનંદમાં રમતાં હતાં, એટલામાં અણચિંતવ્યા નારદ રૂષિ ત્યાં પધાર્યા.

**ભિમક**—પધારિયે ભકતેંદ્ર, આજ આરંકનું ધામ પાવન કર્યુ. બ્રંહ્મપુત્ર આપના ચર્ણારવિંદ જગતને પાવન કરનાર છે. આજ મારૂં મહદ ભાગ્ય જાણું છું, કેમકે.

---

### શ્લોક.

**नाविप्रपादोदककर्दमानि....नवेदशास्त्रध्वनिगर्जितानि**
**स्वाहास्वधाकारविवर्जितानि..स्मसानतुल्यानीगृहाणितानि**

---

વિપ્રના ચર્ણોદકનો કાદવ જેના ઘરમાં નથી, તેમ વેદ શાસ્ત્રની ગર્જના જેનેત્યાં થતીનથી, પિત્રકર્મ શ્રાધ તર્પણાદિ યજ્ઞ કર્મો જે ઘરમાં થતાં નથી, તે ઘર સ્મસાન સમાન છે.

**નારદ**—નરેંદ્ર, તારી કિર્તિસચરાચરમાં વ્યાપી રહી છે, તેમજ તારી રૂકિમણી કંન્યાના, વખાણજગ જાહેર થઇ રહ્યા છે, ધન્ય છે યશસ્વીરાજંન !

વજાવતિ રૂકિમણીને પાંસે બોલાવી કહેવા લાગ્યાં.

**વજ્રાવતી**—બેની, આપણે ત્યાં, આજ શ્રી કૃષ્ણના પ્રિય સખા નારદઋષિ પધાર્યા છે, તેને નમન કરો.

**રૂકિમણી**—નાજુક શરીરે નિચાં વળી નારદના ચર્ણમાં મુસ્તક નમાવ્યું.

**નારદ**— દક્ષીણી સાખી.

નરોમાં નર ઉત્તમજે છે...નૃશિંહ નરહરિ નામે
દઉંઆશિસ આજે બાળાને...રૂકિમણી તે વર પામે
મન વિચારી...........વદિયા વિણા ધારી.

---

**ભિમક**—મહર્ષિ, આપનુ વાકય માર્મિક છે, કયાં ચકલી અને ગરૂડ, કયાં હિરો અને પાષાણ, કયાં તારા અને ચંદ્ર, તેમ કયાં મારી રંકની બાળા રૂકિમણી અને જુગદાધાર જુગજીવન ! તમારૂં વાકય સત્ય થાવ.

નારદજી ત્યાંથી નીકળી પોતાને સ્થાને ગમન કુર્યું. બાળા રૂકિમણી મોહોટાં થવા લાગ્યાં, અનેક પ્રકારની સદ્દવિદ્યા પ્રાપ્ત કરી, પોતાની કુંવરીને વરવરવાયોગ્યથએલાં જોઇ રાજા ભિમકે પોતાના પુત્રોને બોલાવી પુછવા માંડયું.

**ભિમક**—કુમારો, આપણી રૂકિમણી વરવા યોગ્ય થયાછે. માટે, એનુ વેહેવિશાળ કયાં જોડીએ ?

**રૂકમૈયો**—તાતજી, તમો હમારા શિર છત્રછો, માટે આપે. જે વિચાર કર્યો હશે તે યોગ્યજ હશે !

**ભિમક**—વત્સ, નારદઋષિ રૂકિમણીને આશિરવચન કહી ગયા છે કે, તું યદુકુળનંદન શ્રીકૃષ્ણજીને વરસે. જેથી આપણે તેઓને કંન્યાદાન આપીએ તો કેમ ?

**રૂકમૈયો**—(સકોપ) પિતાજી, નારદના વચનપર, આપને વિશ્વાસ હોયતો ભલે, પણ ખળ પુરૂષો આમ તેમ બકી બીજાના મનને ખેદ કરે છે, નારદના સ્વભાવથી હું અજાણ્યો નથી, માત્ર જ્યાં ત્યાં લઢાઇ કરાવવી અને પોતાને હાસ્ય કરવું એ એનું કામ છે. કૃષ્ણનુંનામ આપને મોઢેથી સાંભળતાં મારાં રદયમાં ક્રોધાગ્નિ પ્રજળિ રહયો છે, શુંકરૂં આપ મારા તાત, છો આ ઠેકાણે બીજા કોઇએ રૂકિમણીને કૃષ્ણ સાથે

વરાવા કહ્યું હોતતો, જરૂર તેને માટે યોગ્ય વિચાર કરતે કૃષ્ણ નું કુળ મને અજાણ્યું નથી.

**રુક્ષિણી સાખી**

મામા મારીને માર નારો, માખણ ચોર લુટારો
આહીરડાની સંગે ભમતો, વર ખોળ્યો છે સારો
આબરૂવાળો, કહેવાયો કહાનકાળો
દાણી થઇને એ દામોદર, રાંકડીઓને દમતો
માંકડાં મિત્રો ભેળા કરીને, ગોપી ઘેરે ભમતો
થેઇ થેઇ નાચે, માખણ માંહે રાચે

ધન્ય છે, જમાઇતો આબરૂવાળો ખોળ્યો, પિતાજી, એનાં કરતાં બળવાન રાજાઓ દુનિઆમાં બહુ છે, જુઓ ચેદી દેશનો રાજા શિશુપાળ, આજ કેટલો બળવાન ગણાય છે, જેને ઘેર પંચાણુ ક્ષોણી શેન્ય છે, મારો વિચાર તેના સાથે વેહે-વિશાળ કરવાનો છે. બળવાન સાથે સગાઇનો સંબંધ થશે તો કોઇ દીવસ કામ આવશે.

માતપિતાનું અપમાન કરી, રૂકમૈયાએ ચેદી દેશ પત્ર લખી જાન લઇને આવવા સુચવ્યું

આ સમાચાર સાંભળી રૂકિમણી મુર્છા ખાઇ ગઇ, તરત દાસીઓ દોડીઆવી, સાવધ કરી કહેવા લાગ્યા.

**દાસી**—બા, આશું કરો છો? લગ્ન શિવાય બીજો હર્સનો સમય નથી, તેવા સમયમાં આપનું મન ખેદ યુક્ત કેમ લાગે છે?

**રૂકિમણી**—સખિ, મારોદુસ્મન મારો ભાઇ થયો છે, જે રાજાને, જાન લઇ તેડાવ્યો છે, તેના સાથે મારાં લગ્ન કર-વાનો સમય આવશે તો જરૂર મારો દેહ પાડીશ.

અરેરે, મારા વ્હાલા કૃષ્ણજી, આ શું થાય છે? મને ઉગારો, બચાવો, તમારી જાણી શરણે લ્યો મેંતો તનમન આપનેજ અર્પ્યું છે. હું શું કરૂં, કહા જાઉં, કોની સાથે સંદેસો કહાવું? સખિ, કોઇ બ્રાહ્મણને તેડી લાવ જો જે આ વાત કોઇના જાણ્યામાં જાય નહી.

દાસી મહેલની નીચે આવી જોવા લાગી, એક વૃદ્ધ બ્રાહ્મણ

લાકડી ટેકતાં, ધીમાંધીમાં ચાલ્યા જાય છે તેને આવી દાસી કહેવા લાગી, મહારાજ, જરા મારા સાથે પધારો! રૂષીને તેડી દાસી મહેલમાં આવી. રૂકિમણી વૃદ્ધ વપુના વિપ્રને જોઇ વિચાર કરવા લાગી, આ માણુસ શું કામ કરી શકસે?

**રૂકિમણી**—રૂષીજી, આપનું નામાવિધાન શું છે?

**વિપ્ર**—બેન, મારૂં નામ હરિશ્રવા છે.

**રૂકિમણી**—મનમાં (મારે જેનું કામ છે તેનુંજ આગળ નામ છે) ઠીક, મારે આપનું એક કામ છે

**હરિશ્રવા**—સુખેથી મારા સરખું કામ હોય તે કહો.

**રૂકિમણી**—રૂપીજી, આપ વૃદ્ધ છો, એટલે મારી ગુપ્ત વાત કહેવા હરકત નથી, જુઓ હું એક પત્ર આપું તે લઇને તમો દ્વારિકા જઇ શ્રી કૃષ્ણુ મહારાજને આપશો તો, હું આપનું દારિદ્ર દુર કરીશ, પણ વચમાં ત્રણ દિવશ બાકી છે એટલાંમાં જઈને પાછાં આવવું જોઇએ.

**હરિશ્રવા**—(દારિદ્ર દુર થશે સાંભળી હરખમાં બોલ્યા) રૂકિમણી ત્રણ દિવશ તો શું પણ ત્રણ ઘટીકામાં તારૂં કામ કરીશ.

**રૂકિમણી**—આપના શબ્દોથી મને ધીરજવળી તેના બદલામાં આટલું દ્રવ્ય લ્યો, પણ જ્યારે મારા પ્રભુને તેડી લાવશો, ત્યારે મારાથી બનતી સેવા કરીશ એક થાળમાં કેટલુંક દ્રવ્ય, હીરા માણેક મોતી સહીત લાવી, રૂષીના સામું મેલ્યુ વિપ્ર જોઇને ચકિત થયાં, જોળીમાંથી એક વસ્ત્ર કાઢ્યું જેને શહસ્ત્ર છિદ્રોહતાં, તેમાં જાળવીને બાંધી જીવની પેરે સાચવવા માંડયું.

રૂકિમણીએ પત્ર લખવા માંડયો.

### ગરબી.

સુભ નગરી દવારામતી શોભતિ,
જ્યહાં વસીયા શ્રી ઘનસ્યામ, સાથે બળરામ પ્રભુજી પધારજો
ફરતો રત્નાગર અતિ ગાજતો
નાહતાં ગોમતીમાં વીસરામ, મળે જ્યાં આરામ. પ્રભુજી પધારજો
લી. રૂકિમણી આપની

તમ દાસી થવાને કાજ, અધીરી મહારાજ પ્રભુજી પધારજો
મેં તો અરપ્યું છે તનમંન આપને
મારા વ્હાલા વાંચીને પત્ર, આવો વેગે અત્ર, પ્રભુજી પધારજો
નવ કર્શો વિલંબ હે નાથજી.
મારો જીવડો વ્યાકુળથાય...અતિ અકળાય. પ્રભુજી પધારજો
થઇને દુશ્મન લાગ્યો છે બંધવો,
તેડાવ્યો છે શિશુપાળ, હમારો કાળ. પ્રભુજી પધારજો
તેના આવ્યા પહેલાં તમો આવજો
બેઠી જોઇ રહીછું વાટ...મટાડો ઉચાટ પ્રભુજી પધારજો
કરૂં કોટી પ્રણામ હું કરગરી
વપુ વિસ્વાશે રહયુ આજ...આવી રાખો લાજ પ્રભુજી પધારજો

પત્ર બીડી, વિપ્રને આપ્યો, મહારાજ સાચવજો, ખોશો નહી, દવારીકા જઇ, મારા પ્રણામ કહી, આ પત્ર આપી, પ્રભુને સાથે તેડી સદય પધારજો.

હરીશ્રવા પત્ર લઈ, મહા કષ્ટે મહેલમાંથી નીચે ઉતર્યા, ઘેર આવી, આત્મપત્નીને દ્રવ્ય આપી કહેવા લાગ્યાં, સતિ, મારે દવારીકા જવું છે, ઉતાવળ કર, દ્રવ્ય જોઇ ચકીત થએલી બાળાએ ભાથું બાંધ્યું, હરિશ્રવા વિચાર કરવા લાગ્યા, દવારિકા જવું છે, પ્રભુને ભેળા થવું છે, માટે સારાં સારાં વસ્ત્ર ધારણ કરવા જોઇએ.

સારૂં મોટા પનાનું ધોતીયુ નવું કહાડયું, ચિપીને પેહરતાં ધુટણુની ઉપર આવી રહ્યું, સરીરપર પહેરવા રૂવેલ અંગરખું, શોભીતું કહાડયું. જેના ઉપર શસ્ત્ર છીંકો પડી, રૂની રૂંવાંટીઓ બહાર ઉડી રહી છે. પવન આવતાં આંકડાના તુરની પેરે માહેંથી રૂ ઉડેછે. શારો શોભીતો મુગટ માથે મેલ્યો, જેના પેંચ આમતેમ દ્વારિકા જવાથી ઘણી મજલ થશે જાણી ખસી રહ્યા છે,

ખાંધે ઝોળી ભેરવી, પત્રને પીછોડી સાથે વીંટી કમરે બાંધ્યો, જેષ્ટીકાકરમાંજાલી, પગમા મજબુત ઉપાન પહેર્યાં તે એવાકે ચાલતાં, ડગલે ડગલે માંહે ધુળ ભરાઇ, પાછળથી ઉડવા લાગી, આવા શોભીતા બની, દ્વારિકા જવા પ્રાતકાળમાં

જપાટાબંધ ચાલવા માંડયું, એવા ઝડપથી ચાલી રહયા કે, મધ્યાન થતાંમાંતો નગરની ભાગળની લગભગ આવી પહોંચ્યાં. બપોર તપ્યા. થોડે દુર જઇ એક વૃક્ષનો છાંયડો હતો, ત્યાં આવી ઉભા વિચાર કરે છે. બહુ જલ્દી ચાલ્યો તેથી સ્વાસ ભરાઇ ગયો, લાવ જરા વિશ્રામ લઉં, કરી વૃક્ષ નીચે સુતા તે ત્યાંજ ઉંઘી ગયા.

**રૂકિમણી**—સખી, જોને હરીશ્રવા ગયાં કે નહી !

**સખી**—બાઇ, તેતો કયારના ગયાં છે દ્વારિકા પહોંચવા આવ્યા હશે.

કૃષ્ણજી દ્વારિકામાં વિચાર કરે છે, હરીશ્રવા પત્ર લઇને ઠીક આવે છે. રૂકિમણી મારે માટે ચિંતા કરે છે, અને આ ભુદેવ, તો સુતા છે, ગરૂડ, વૈદર્ભ નગરની બાહાર એક વૃદ્ધ વિપ્ર વૃક્ષ નીચે સુતા છે, તેને લાવી ગોમતીને કીનારે મુક.

ગરૂડ ત્યાંથી ઉડી, નીંદ્રામાં પડેલા વિપ્રને ઉંચકી, ક્ષણમાં ગોમતી કીનારે સુવાડયા, થોડીવારમાં વિપ્ર જાગ્યા, સુર્યના તેજથી સુવર્ણની દ્વારિકાનો ઝળકાટ થઈ રહયો છે. વિપ્ર આંખો ઉઘાડે છે, અને તેજ આવેછે કે મીંચાઇ જાય છે, અરે મને આશું થાય છે ? સ્વપ્નું આવ્યું છે ? આ ઝળકાટ સાનો દેખાય છે ? મુશીબતે આખો ઉઘાડી જોયું, વિચારમાં પડયા, હું કયાં આવ્યો છું ? ગોમતિપર જળ ભરવા આવેલી સખીયો મસ્કરી કરવા મંડી.

**૧ સખી**—અલી જોયું ? પણે સામું તો જો, કોઈ રઢીયાળા રાજવંશી આવી ગોમતિ કીનારે હવા ખાય છે.

**૨ સખી**—અલી હાહા, એના વસ્ત્ર કેવાં ઉત્તમ છે ? જોને પવનના સપાટાથી, બંડીમાંનું રૂ ઉડી રહયું છે, તે જાણે એમનાપર પુષ્પ વૃષ્ટી થઇ રહી છે.

**૩ સખી**—અલી, આવતો ખરી. જરા જઇને વાત કરીયે.

**બધીયો**—હા ચાલો ત્યારે.

**હરિશ્રવા**—કહો બેનો હું કયાંછું ? અને આ કહયું ગામછે?

**૧ સખી**—અલી આતો કહે છે કે હું કયાં છું ? વાહવા !

**૨ સખી**-મહારાજ, આતો દ્વારિકામાં ગોમતિનો કિનારોછે.

**હરિશ્રવા**—હેં હેં, દવારિકામાં, શાબાસ મારા ચર્ણો, તમે કેટલું જલદી ચાલ્યાં. કહો એનો અહીં કૃષ્ણનો મહેલ કયાં છે?

**સખીઓ**—ચાલો હમારી સાથે, બતાવીએ, હરિશ્રવા તેની પાછળ ચાલ્યા મહેલ આવતાં, આ પેલો સામે ઝરૂખો દેખાય છે, એ મહેલ શ્રી કૃષ્ણનો.

**રૂકમીણી**—( ચિતાં કરતાં ) સખી, હજુ કાંઇ સમાચાર ન આવ્યા. !

---

મુજ પરમ પિતા ચિત ધરજોરે, એ રાહ

હરિ ભટ ગયો ભરમે ભુલીરે. હો સખી મ્હારી.
દ્રવ્ય જોઇ લોભે લલચાયો. લપટાયો. આહાર
હજુ ન આવ્યો તેડી સ્યામને, હવે કેટલી વારરે. હરિ
વિપ્ર થાકી શું પડયો વાટમાં, વૃદ્ધતનુ નીરધાર
ચર્ણ ધ્રુંજી આવે લડથડીયાં, રહયો શુ વન મોજારરે. હરિ
મધ્યાન્હ થયાને અરૂણ તપ્યો છે, લાગ્યો વિપ્રને તાપ
શું છાંયામાં જઇને બેઠો, મને કરી સંતાપરે. હરિ.
હે સવિતા નારાયણ તમને, લાગું પ્રણમીપાય.
ઉચૈશ્રવાને હળવે હાંકો દહાડો મોટો થાયરે. હરિ.
શું કાગળ ખોવાઇ ગયો કે. ભુલ્યો પડયો વનમાંય.
કે શું રીશ ચડી પ્રીતમને, આતે શું કહેવાયરે. હરિ
ચેદી દેશ પેહેલ્લાં પરવરીયા. વિચારીને ઘનસ્યામ.
શિશુપાળને પહેલાં મારી. વળતાં વળશે આમરે. હરિ.

અરેરે પ્રભુજી, આપની રાહ, બપૈયા પાણીની રાહ જુએ. ચકોર ચંદ્રની રાહ જુએ, મોરવર્ષાની રાહ જુએ તેમ જોઇ રહી છું. હવે તો પધારી, તમારી જાણીને સર્ણે લ્યો ?

હરિશ્રવાએ કૃષ્ણના મહેલ આગળ આમ તેમ ચક્કર મારવા માંડયા, પણ મહેલમાં અવધુત પુતલાને કોણ જવા દે ? મનમાં બહુ અકલાયા,

અરે, હું દોડી દોડીને થાકયો, અહીં સુધી જપાટામાં આવ્યો, ત્યારે મહેલમાં કોઇ જવા દેતું નથી. હરિ બારીએ આવ્યા.

**કૃષ્ણ**—અનુચરો, પેલા વૃદ્ધ રૂશિ શું કહે છે!

**અનુચરો**—વિપ્ર, આપ શું કરવા ફેરા ખાયા કરો છો? ને કહો, કૃષ્ણજીએ પુછાવ્યું છે?

**હરિશ્રવા**—(આવ્યો ખરો) બાઇ મારે કૃષ્ણજીને એક પત્ર આપવો છે,

કૃષ્ણજીએ નીચે આવી, વ્હાલી વનીતાનો પત્ર લઇ હૃદયે ચાંપ્યો, ઠીક મહારાજ બેસો, મહારાજને ભોજનાદી કરાવી બેસાડયા, હરિએ જાદવોનુ શૈન્ય તૈયાર કર્યું રથમાં હરિશ્રવાને સાથે લઇ, જવાને નીકળ્યા, -

રૂકિમણી અધીરાં બની, અગાશી ઉપર ચડી, જોવા લાગ્યા. હજુ કોઈ જણાતું નથી.

નીચે ઉતરી આવી, પ્રાર્થના કરવા માંડી.

---

**કટાવ.**

આવો આવો વ્હેલા જુગજીવન. તલ્પી રહ્યું તમ
વીણુ આ તન મન.
નમો જગત પિતા નારાયણુ, આદિ રૂપ ન મોપરાયણુ,
વિશ્વાધારછો નર્ક નિવારણુ માયાતિત પર બ્રહ્મ સરાયણુ
ચૌદ લોક બ્રહ્માંડ સ્થિતિ કર, ઇંદ્રિને ચંદ્રસ્તવે નિત્ય સુરનર,
હરિ વાપ્યા જગમાં સચરાચર, સ્થાવર જંગમ સેવેજળચર,
શંખા સુર મારી વેદ લાવીયા, જંન સમુહને મંન ભાવીયા,
સમુદ્ર મંથન કરવા આવ્યા, કમઠ રૂપ ધરી રત્નો લાવ્યા,
નૃશિંહ રૂપ ધરી નરહરીએ, હિરણ્યા કસ્યપ માર્યો પ્રિતે,
બળી યગનમાં આવ્યા હેતે
જાચક થઇ જાચ્યા શંકે તે, વામન રૂપ ધર્યું સચરાચર,
નથી તમ વિન કોઈ કામ અગોચર
હંશ રૂપ દત્તાત્રય અઘહર, કપીલરૂપ ધરીયું કીર્તીકર.
ગજરાજ મુકાવનહાર મુરારી, યમુનાત્રઠ મુખ મુરલિધારી,
રમ્યા રાશ ગોવરધન ધારી, ગોપ સંગે ગૌધેનો ચારી,
યશોદા નંદનગિરિધારી, આજ સમાવો તાપો ભારી,
વારંવાર જાઉં બલીહારી, ચુનીલાલ નિજજન હિતકારી.

હરિહરિ, હવે વાર ન કરો, વળી પાછાં અગાશી ઉપર ચડી જોતાં, દુરથી રજ ઉડતી દેખાઇ રૂકિમણી ધારી ધારી ને જોવા લાગ્યાં, આવ્યા, આવ્યા, મારા નાથ આવ્યા,

કૃષ્ણજી, વૈદર્ભની ભાગોળે આવી પહોંચ્યા, હરિશ્રવા રથમાં-થી ઉતરી રૂકિમણીને સમાચાર કહેવા ચાલ્યા,

**હરિશ્રવા**—બેન, તારો પત્ર શ્રી કૃષ્ણજીને પહોંચાડયો, તેઓ સાથે આવ્યા છે, મારા ઘરડા ગાત્રને બહુ મહેનત આપી, જેમ તેમ મારા જીવને પણ વ્હાલો ન કરતાં, દોડતો દ્વારિકા ગયો.

**રૂકિમણી**—મહારાજ, તમારો મારા ઉપર પુર્ણ ઉપકાર છે. કેટલુંક દ્રવ્ય આપી વિદાય કર્યા.

ગામની ભાગળે ભીડ મચેલી જાણી, ભિમકે જાણ્યું જાન આવી પહોંચી હશે, આથી સામાં આવ્યા, કૃષ્ણજીને આવે-લા જોઇ, ભિમક વિચારમાં પડયા, પણ પ્રભુને માન આપ્યા વિના કેમ ચાલે! પાંસે જઇ નમસ્કાર કર્યા,

**કૃષ્ણ**—ભિમક રાજન, હજુ જાન આવી નથી? હમો મોશાળું કરવા આવ્યા છીએ.

ભિમક હરખ્યા, જાનૈયા તરફના જાણી, જાની વાસામાં મુકામ આપ્યો,

રૂકમૈયાને ખબર પડતાં દોડી આવી પુછયું,

**રૂકમૈયો**—પિતાજી, શું જાન આવી!

**ભિમક**—ના, એ તો દ્વારિકાથી કૃષ્ણજી શિશુપાળને મોશાળું કરવા આવ્યા છે.

**રૂકમૈયો**—અરે, તમે એને માન કેમ આપ્યું? એ મો-શાળુ કરવા નથી આવ્યા, કપટી જાદવો શિશુપાળના વેરી છે, તેનું મોંકાળુ કરવા આવ્યા છે, તેને જાની વાસે કેમ ઉતાર્યા?

**ભિમક**—કુળની રીતપ્રમાણે માન્યતા આપવુંજ પડે કેમકે

---

**શ્લોક**

**आचारः कुलमाख्याती, देशमाख्याती भाषणम्**
**संभ्रमः स्नेहमाख्याती. यःपुराख्याती भोजनम्**

કુલમાં પ્રસિધથવાને કુલાચાર છે, દેશમાં પ્રસિધથવાને ઉત્તમ ભાષણ છે, સ્નેહને પ્રસિધકરવાને મોહ છે, તેમજ દેહને પુષ્ટકરી પ્રસિધથવાને ભોજન છે. મેં એમને માનઆપી ઉતારો આપ્યો એમાશું ખોટું કર્યું !

**રૂકમૈયો**—તાત, ઘરડા થયાતેમ, ગતિનેમતી બધુય જવાબેઠું છે, હવે પેલા આવશે તેને કયાં ઉતારીશું

એટલે શિશુપાળની જાનઆવી પહોચી, પંચાણુક્ષોણી શૈન્યસહીત. બળિષ્ટ રાજાઓને , જાનૈયા કરી સાથે લીધા છે, રૂકમૈયો સામુજઇ શિશુપાળને કહેવા લાગ્યો.

**રૂકમૈયો**—શિશુપાળજી કપટી જાદવો, મોશાળુકરવા આવ્યાછીએ, કહીને મારા ભોળાબાપને છેતરીને જાનીવાસામાં તેલોકે મુકામ કર્યો છે.

**શિશુપાળ**—જરાસંઘ, હવે શું કરવું ? જ્યાંહોય ત્યાં જનડેવા નડે છે.

**જરાસંઘ**—શિશુપાળ હવે જાનીવાસો ખાલી કરવાને એ લોકને કહેશો નહી કેમકે તરત તોફાનવધી પડશે. હું નથી ધારતો કે કન્યા લઇ સુખેથી હવે ઘેર જઇએ.

**રૂકમૈયો**—તમોતંબુઓ ઠોકી, બ્હાર મુકામકરો, રૂકિમણીને અહીં લાવી પરણાવીશ. જાનીવાસામાં શિશુપાળ માટેની શામગ્રી જાદવોએ વગર પુછે લેવા માંડી, આનંદમાં જાદવો રહયા છે.

બીચારા પરણુવા આવનારા, નગરબારણે હવાખાવા રહયા છે. ભુખતરસ વેઠવામાંડી, રૂકિમણી મળશે કે નહીં ! આવા વીચારોમાં તદ્રુપ બનવા માંડયા.

રૂકિમણી, નાથ આવ્યા જાણી શણગારસજી અંબીકા પુજન કરવા જવાની તૈયારી કરી. સખીયો સાથે ઉઠયા.

**સખીયો**— **ચાલો સાહેલી**—એ રાહ

સ્યાણી સલુણી,ચાલોને વેલી, આજેઉમંગે અંબીકા પુજન કરીએ.
કાર્યજથાસે. ધરિનેઆસે નેત્રેનમન કરી ગુણકથીએ
પ્રેમેપતિ મેળવાવા માટે, આજે પ્રથમ માને નમિયે
મંજન ચંદન ચરચિતભાળે, આજ વ્હાલે માને સ્મરીએ
અબિલ અર્ગજાધુપ દીપ, નૈવેદ ધરી માને નમિએ. સ્યાણી

### સાખી

સૈયર શણુગારેસજી. સજથઇસહુંસાથ.
બેનડીઓ મળીબેલડી. પુજનથાળનીજહાથ.
સખીજાયેશજી શણુગાર. ઉરઉમંગદીસે અપાર.
પાયેઝાંઝરનોજમકાર. સોભે સુંદરી ગુણુભંડાર.
સૈયર મળીને સરખી જોડ. હેતે માને સ્મરેરે.
અંબા આરાધવામાં મંન. લાગ્યુ છે તે સમેરે.
ગુણિયલ ગીતાં ગાતી સહુ જાય.
અંગમાં ઉમંગ તો ન સમાય.

### સાખી

જગમગી જુવતી નીકળી. અંબીકાએ જાય.
કાળ ભ્રાત ત્યાં આવીયો. જોઇ લાગી.લ્હાય.

**રૂકમૈયો**—સબુર કરો ! સગલા કયાં જાઓ છો ?

### જાવુ છે જીવડા–એ રાહ

જાઓ કયાં બેનડી શરમ તજીને. થઇને આકલાં આમ.
શી, પડો બેન કુટેવ. સ્ત્રીને શાદેરાંદેવ.
નિજપતિની કરીએ શેવ.
ગ્રેર બેસીને સ્મરને સલુણી. સુખએ અંબાનામ જાઓ.

### સાખી.

રામ કૃષ્ણુ ચોર આવીયા, નહી કાઢો બાહેર પાગ.
કહણુ સમો નથી જાણુતી, નથી નીસાર્યાનો લાગ.
છે નિર્લજ બંને ભ્રાત. કીધી મામાની ઘાત,
એ છે આહિરની જાત,
વાત મેલી સહુ પડતી બેની, વળોને પાછાં આમ. જાઓ

**રૂકિમણી**— **સાખી**

બલિયસ્તની હું બેનડી. કેમ ધરૂ કૃષ્ણુનો ધાક
નામ તમારૂ સાંભળી. વરતે શગળે હાક

કેમ ડરી રહું ઘરમાંય. એ ચોર કરે અંન્યાય
કરશુ વીરા શિક્ષાય.
બંધવ સા માટે બીહો છો બળિયા થઇને આમ.

## સાખી

શિશુપાલ અહી આંવીયા, કોણ કરશે મુજપર હાથ
જો બ્હીને ઘરમાં રહું. લાજે મારા ભ્રાત.
મને જવા દો વીરાઆજ. બ્હીતાં લાગે વિરલાજ.
આજે શિદ્ધ કરવાદો કાજ.
પાપી કાળે મોડે ફરશે, ખોઇ ઘરાને ધામ. જાઓ.

વિરાજી, તમારા જેવા બળીષ્ટબંધુની બેન, આહીરડાઓથી ડરી, શું આપણી કુળદેવીનું પુજન કરશે નહીં ?

**રૂકમૈયો**—શાબાસ બગિની, હું તારી હિંમત જોતો હતો, જાઓ એક હજાર યોધ્ધાઓ સાથે રાખી પુજન કરી આવો, કૃષ્ણ શું કરનાર છે !

વિરાને સમજાવી સખીયો સાથે નીકળી. રૂકિમણી, અંબાકાના મંદીરમાં આવ્યાં. દેવીનું પુજન કરી વાલમની વાટ જોવા લાગ્યા,

કૃષ્ણજી પોતાનું શૈન્ય બ્હારો બ્હાર તૈયાર કરી, રથ લઇ અંબીકાના દેહેરાં આગળ આવ્યાં, તેના સાથેજ રૂકિમણીજય પ્રભુ કરતાં હાથ લંબાવ્યો.

## દક્ષીણી સાખી

કરગ્રહયો કૃષ્ણે હેતેથી, રથપર લીધાં જ્યારે
હાહાકાર થાયે શૈન્યામાં, શું કરવું આવારે.
હિંમત હારી, રહ્યા યોદ્ધા પોકારી,
કૃષ્ણજી રથ લઇ, પોતાના શૈન્યમાં આંવીને ઉભા રહ્યા,
રૂકમૈયાને ખબર પડતાં ક્રોધનો માર્યો પ્રચંડ શૈન્ય લઇ સામો લડવા આવ્યો.

હંકારી આવ્યો ગાજીને, સુરધરીને અપારે
વિકળ બન્યો છે વાત સુણીને, તનથરકે તે ઠારે
શા માટે ડરવું, રણમાં જઈ લડવું

શિશુપાળ જરા સંઘ, વિચાર કરવા લાગ્યાં, આ ગોવાળી-યાઓએ આપણું અપમાન કર્યું, લગ્ન કર્યા વિના પાછું ફરવું એના જેવું અપમાન બીજું શું છે ! માટે આપણે રૂકમૈયાજીની પક્ષ કરી લઢવા જવું,

પોતાનું પંચાણું ક્ષોણી શૈન્ય લઈ,રણમાં આવ્યા, જાદવોના સામાં હથીઆર ધર્યા, બળિભદ્રજી જાદવો સહીત રણમાં ઉતર્યા. હાથી ઘોડા ચીસો પાડતાં, યોદ્ધા બરાડતા, એક એકની સામુ ધસવા લાગ્યા, મારો મારોના અવાજ શંભળાવા લાગ્યા, હથિયારોના ચમકાર થવા લાગ્યા, રૂધીરની નદીઓ વહેવા લાગી. કૃષ્ણજીની સામું રૂકમૈયાએ આવી યુધ કરવા માંડયું.

## ગીતી.

કૃષ્ણ ઉપર શર નાંખે, મહા બળ ધારી કોપ કરી ત્યાંયે;
આવતાં શરને છેદે, પ્રભુજી આવ્યા ગરજીરણ માંયે.

રૂકમૈયાના અનેક શર કૃષ્ણ છેદવા લાગ્યા, ગર્જના કરી આગળ આવી માર મારવા લાગ્યા. રૂકમૈયો કોપ કરી આગળ ધસ્યો, એવે કૃષ્ણે ચાંપ છેદી નાંખ્યું.

તેના સાથે પોતાની તરવાર પ્રભુના ઉપર છુટી ફેંકી. પ્રભુએ આવતી તરવાર હાથમાં પકડી લઇ, રથપરથી કુદી પડી, રૂકમૈયાને ઝાલ્યો, શમશેરથી માથુ કાપવા જતા.

**રૂકીમણી**—ક્ષમાં ક્ષમાં નાથ. મારૂં રાંકડીનું કહ્યું માનો. મુરખને મારવાથી શું ફાયદો છે ? એવાઓને શિક્ષા કરવાનું કાંઇ કારણ નથી કેમકે

## શ્લોક.

**शक्यो वारयि तुं जलेनहुत भुकछत्रेण सुर्यो तपों,**
**नागेंद्रो निशितां कुशेन समदो दंडे न गो गर्द भों,**
**व्याधि भैषज संग्र है श्चविविधैर्मंत्र मयोगें विषं,**
**सर्वस्यौषधमस्ति शास्त्र विहितं मुर्खस्य नास्त्यौषधम्.**

પાણીથી અગ્નિ હોલાય છે, છત્રથી સુર્ય તાપ ઓછો લાગે છે, ખિજવાયેલો હાથી અંકુશથી વશ થાય છે, ગાય બળદ ગધેડાં દંડ (લાકડી)થી વશ કરી શકાય છે, તેમજ વ્યાધી ઔષધથી વશમાં આવી શકે છે, વિષ મંત્રથી ઉતારી શકાય છે એવાં શઘળાંના ઇલાજ છે પરંતુ મુર્ખને સુધારવાનું ઔષધ કોઇ જણાતું નથી પ્રભુજી આપ કૃપા કરી મારૂં વચન માનો.

## ગાયન.

દીલ દયા ધરો મહારાજે, રાખો મુજ વીરની લાજે
નહી કરો અઘટિત આકાજેરે, રાખો મુજ વીરની લાજે
કરો કૃપા કૃષ્ણ મહારાજ

કૃષ્ણ—શીદ રોકે સુંદરી મુજને, સમજાવું જો હું તુંજને
મેં વિચારી એની મુજનેરે, સમજાવું જો હું તુંજને.
મહિલા મધુરી માન.

રૂકિમણી—જેવો તેવો વીર મારો, કરી કૃપા હરિ ઉગારો
મારૂં વચન રદયમાં ધારોરે, કરી કૃપા હરિ ઉગારો.
કરો કૃપા કૃષ્ણ મહારાજ
છંછેડેલો એ નડશે, જીવતો મુકે જોર ચડશે
કોઇ દિન અગવડમાં પડશેરે, જીવતો મુકે જોર ચડશે
મહિલા મધુરી માન

**કૃષ્ણ**—માનુનિ, તારાં માન્યને માટે જીવતો મુકું છું નહી તો આજ રણે રમાડી દેતે.

**રૂકિમણી**—મારે માથે આપનો મોટો ઉપકાર થયો.

કૃષ્ણે ઉગામેલી શમશેરથી રૂકમૈયાના શીરપરના કેશ કાપી આંકા પાડયા, દાઢી મુછ એક તરફની કાપી વિરૂપ બનાવી, રથની પાછળ ખેંચી બાંધ્યો.

રૂકમૈયો બંધાતા શૈન્યમાં ત્રાસ પડયો, બળીભદ્રનું જોર વધવા માંડયું, તેના પક્ષ તરફ કૃષ્ણજીએ રથ લીધો. એટલે શિશુપાળ આદિ ભય પામી, પાછા હઠવા લાગ્યા, રણમાં ભંગાણ થયું, યોધાઓ ડરીને નાઠા, શૈન્ય વીખેરાયું.

**બળદેવ**—બંધુ, આ પછાડી કોને બાંધ્યો છે.

**કૃષ્ણ**—હમારા શાળક રૂકમૈયાજી છે.

**બળદેવ**—અરે, આપણા વેવાઇને બંધાય ? મારૂં વચન માની એને મુક્ત કરો, નહીં તો રૂકિમણીને ખોટું લાગશે, મોટાભાઇનું કહ્યું માનવું પડયું. રૂકમૈયાને છોડયો. વિરૂપ કરેલો જોઇ શગળા જાદવો હશવા લાગ્યા.

**બળદેવ**—રૂકમૈયાજી, હાર જીત ક્ષત્રીના બાળકોની થાય છે, માટે મનમાં ક્ષોભ ન પામો.

**રૂકમૈયો**—(મનમાં) નગ્રમાં જઇ શું મોઢું બતાવું, એનાં કરતાં દુર રહેવું તે સારૂ, ધારીને બીજું નગ્ર વસાવા વીચાર કર્યો.

કૃષ્ણજી જાદવો સહીત આનંદ કરતાં, દ્વારિકા તરફ ચાલ્યા નગરમાં વિજય પ્રસર્યો, જયજયકાર થવા લાગ્યો, રત્નાગરે વિપ્ર વેશે સામા આવી નમસ્કાર કર્યા.

**કૃષ્ણ**—ઉદધી, રૂકિમણી સાથે લગ્ન કરવા મંડપ રચવો છે માટે જગ્યા આપો.

**શમુદ્ર**—મહારાજ આપની આજ્ઞાને ત્રણ લોક વસ વરતી રહ્યા છે, તો હું કોણ માત્રમાં.

સમુદ્ર એક યોજન દુર ખસી જઇ, જગ્યા આપી. કૃષ્ણજીએ તેના ઉપર મંડપો અનેક પ્રકારના રચાવ્યા

**રૂકિમણી**—નાથજી, મારા માત પિતા વગર લગ્ન થાય એ કેવું !! માટે કૃપા કરી તેઓને તેડાવો.

એક પત્ર લખી કૃષ્ણજીએ જાદવ સાથે વૈદર્ભદેશ મોકલ્યો.

**ભિમક**—પત્ર મળતાં આનંદ પામ્યાં, મારૂં ધાર્યું હવે થયું કેમકે

શ્લોક

**सुकुलेयोजयेत कन्या पुत्र विद्या सुयोजयेत**
**व्यसने योजयेत शत्रु. मीष्ट धर्मेण योजयेत**

કન્યા ઉત્તમ કુળ જોઇને આપવી. પુત્રને ઉત્તમ વિદ્યા શીખવવી.

પોતાના સત્રુને હંમેશા શંકટમાં નાખવો, આપણી પ્રિય વસ્તુને ધર્મને ઠેકાણે યોજવી.

કૃષ્ણ કુલમાં મારી કન્યા વરશે, કહી આનંદ કરતાં પતિ પત્ની લગ્ન મંડપમાં આવ્યાં. મંડપમાં મુકામ કરી. દેવ સભાઓ ભેળી કરી, ગર્ગાચાર્ય મહારાજને બોલાવી. વીધિવત કંન્યાદાન આપ્યું.

યાદવોને શન્માન કરી પહેરામણી આપી. વસુદેવ દેવકી ને નંમી રાજા ભિમક પોતાના નગ્રમાં આવ્યા.

કૃષ્ણજી સહુ પરિવાર સાથે, દ્વારકામાં આવી આનંદ કરવા લાગ્યા.

ધન્ય સતિ રૂકિમણી, પોતાનાપર અપાર શંકટો આવ્યા છતાં પણ ટેક સાચવી કૃષ્ણ પતિને વર્યા માન્યવંતી મહીલાઓ આ જગતમાં પોતાના પ્રાણ કરતાં પણ પતિને અદકુ ચહાનાર રૂકિમણી સમાન માન્યને પામે છે.

## સતિરૂકિમણી આખ્યાન સમાપ્ત



# દક્ષ યજ્ઞ.

## ગીતી.

જય શંકર ત્રિપુરારી. અઘહારી ગુણગામિ વિભુમારા
અલ્પ મતિએ ચાહું, તમ ગુણ ગાવા પ્રેરો બુદ્ધિ પ્યારા

વિધિયે સૃષ્ટિ સુખાર્થે, યજ્ઞારંભ કરવા વિચાર ધરી, અનેક રૂષિ મંડલ ભેળાં કરી, યજ્ઞ વાટિકા અનેક પ્રકારે સણગારી, સર્વ દેવોને આમંત્રણ કરી, યજ્ઞસ્થાનમાં બોલાવી, આરંભ કર્યો દેવ સભા મળી, અનેક સંવાદ કરવા લાગ્યા, વિપ્રો વેદ ધ્વનિ કરવા લાગ્યા, શંકરાદી દેવો સભામાં બિરાજી આનંદ માણવા લાગ્યા, એવે દક્ષ પ્રજા પતિ સભામાં આવ્યા.

## દક્ષીણી સાખી.

અમરોએ ઝટ ઉભા થઇને, આપ્યું દક્ષ ને માન
પધારીયે મહારાજ કહીને, ઉભા જોડી દ્વિપાણ
સહુ શિશ નામી.........રહી કીરતી જગ ઝામી

દક્ષ પ્રજાપતિને માન્ય આપવા સઘળાં દેવો ઉભા થયા. તેમાં શંકર અને બ્રહ્મા, બે ઉઠયા નહીં, એ જોઇ દક્ષના મન માં માઠું લાગ્યું.

**દક્ષ**—(મનમાં) વિધિતો મારા તિર્થ છે, એટલે ન ઉઠયા તે ઠીક છે, તથાપિ આજટિલ શંકર મારા જામાત્ર થાય છે, એણે શા માટે ઉઠીને માન્ય આપ્યું નહી ?

( યા માતા દશમાં બ્રહ્મ બરાબર છે ) એવું ધારી સભામાં ઉભા થઇ શંકરનું અપમાન કરવા લાગ્યા.

## વનજારો.

શું સમજ્યા મન ત્રિપુરારી. આજ મતિ ગયા કેમ હારી
લોક પાળના યશહરનાર. નથી લાજ લંગોટા લગાર
અહિધર અક્કલ નહીં સારી... આજ.

માન તણું ભાન નહીં મનમાં. રોજ ભમતું જેહને વનમાં
સમશાન વિભુતિ ધારી... આજ.
ક્યાંથી હોય સભાનો રંગ. ભુત પ્રેતનો જેહને સંગ
મર્યાદા લોપી મ્હારી... આજ
દઉં શ્રાપ હું આણીવાર. દેવ સભા માંહય નીરધાર
હવે નહીં ગણુતી તમારી. આજ.
ભાગ યજ્ઞ તણો નહીં મળશે. કરેલાં કૃત્ય આવી નડશે.
હોરી હાથે હાની તમારી. આજ

ધન્યયામાત્ર, દુહિતા આપી દુશ્મન ખોલ્યા, આજ સભામાં શ્વસુરને અપમાન આપતાં લાજ ન આવી ? સૃષ્ટીગાં સંબંધ થતાં પહેલાં, મીઠાં મીઠાં વાક્યો વદી, અનેક પ્રકારનું વ્હાલ બતાવવામાં આવે છે, શ્વસુરો યામાતને જાણે નેતથી દુર થાય નહીં તો સારૂ, એવું ધારી, હાવ ભાવ બતાવે છે. પણ પાછળથી સર્વનો સ્વાર્થ પુરો થતાં, એક એકને દુશ્મન જુએ છે. એ કેવી ખામી છે. મોટાની ભુલમાં સૌ સૌના માનમાં, સગાંઓ પોતાનાં તાનમાં જતાં, બાપડી કુમળી કન્યાઓ ઝઘડામાં કચડાઇ મરે છે, તેનો કોઇને વિચાર પણ થતો નથી. દક્ષે, આજે ક્રોધમાં અંધ થઇ, યામાત્રાનું અપમાન કરવા વારે વારે ચઢ્યું ચઢ્યું બોલવા માંડ્યું. મહાદેવ સાથે રહેલાં, નંદિશ્વરથી પોતાના સ્વામીનું થતું અપમાન સહન થયું નહીં, જેથી આગળ આવી ગર્જના કરી બોલવા માંડ્યું.

**નંદી—** **દીંડી.**

કેમ અંધ બન્યો દક્ષ આણીવાર. જોને ચક્ષ તારાં
ખોલીને લગાર
શિવ સમાનનું કદી નથી થનાર. હાથે રડીને શીદ ખુવે આપભાર.
આજ મોઢે ચઢી માંગે છે શું માન. એથી આજ તો જણાયું
તારૂં જ્ઞાન.
ક્યાંહાં હીરાની સાથે મજે પાષાણ. કેમ આજ બન્યો છેક
તું અજાણ.

વર્ષા પુત્રિતારી પશુ પતિ જ્યારે. આવ્યો જાણુંમાં લ્યા
જગતમાં તુ ત્યારે

કોઇ ગણતું નહીં લેખામાં લગારે. આજ આવડો ધરે
શું અહંકારે,

દઉં શ્રાપ આજ સભાસ્થાનમાંય. અજા શીશ હજો તુજને
સદાય,

વિપ્ર થઇને શિવ જાણ્યા નહીઆંય. તારાં કુળમાં ભીખારી
સહુ થાય.

દક્ષજી, તમોને ઘટે એવી શિક્ષા હજુ થઇ નથી, હરિ, હર, બ્રહ્માના સમાન થવા જે ઇચ્છા કરો છો તે કયાંથી થવાય ! જાઓ હજુ જતાં મેલું છું,

ભૃગુ— દક્ષણી સાખી

નંદી ગરજીને શું બોલે, તજી સભાની રીત

જા, સ્વામી શિવ તાહેરોતે. રહો દિક્ષામાં નિત્ય.

વ્યશની થઇને, રહેસે સ્મસાનમાં જઇને

આમ પરસ્પર તકરાર વધવા માંડી, તેને શાન્ત કરવા બ્રહ્માદી દેવો વચમાં પડી, સર્વને શાન્ત કર્યા, પણ દક્ષના દિલનું વેર ગયું નહીં, યજ્ઞ પુર્ણ થયો, દેવતા પોત પોતાને સ્થાને ગયા, ભોળા શંકર વૈર ભુલી ગયા પણ દક્ષના રદયમાં થી વૈર ખસ્યું નહીં. કેટલો એક સમય જતાં વિધિએ દક્ષને પ્રજા પતિની પદવિ આપી, મંત્રાભિષેક કરી શુર સભામાં મહાન પદવી ધારણ કરાવી, પોતાના હાથમાં સત્તા આવતાં દક્ષનું અભિમાન વધ્યું, મારા જેવો શુર મંડળમાં હવે કોઇ નથી, ત્રણે લોકનો અધિષ્ઠાતા હવે હું થયો છું. આહા ! સભામાં ગર્વથી શંકરે મારૂં અપમાન કર્યું હતું, તેનો બદલો વાળવા હવે વખત આવ્યો છે. હું યજ્ઞારંભ કરી શંકરને શુર સભામાંથી ટાળું, યજ્ઞનો આરંભ કરવા સામગ્રીની તૈયારી કરી દેવશકળને નિમંત્રણ કર્યા તેમાં શંકરને કહાવ્યું નહીં.

## લાવણી.

રચિ યજ્ઞ વાટિકા શુશોભિત અપાર, મંડપ કેરો
કીધો છે અતિ વિસ્તાર
બાંધ્યાં છે તોરણુ મુક્તાફળના દ્વાર, રોપ્યા છે
કેળના સ્થંભ કરીને હાર
ચિતર્યાં ચિત્રામણુ અગણિત શોભાવાન, સહુ જન
જોઇ શોભાને થાય ગુલતાન
આવે છે મલપતાં દેવ બહુ ગુણવાન, આપે છે દક્ષના
દુતો આદરમાન
આવ્યા ઇંદ્રાદિદેવ ધરી હુલ્લાસ, રૂષિ મુની બંદિજન
આવે કરી મન આસ
ભરી સભા બેઠા છે દેવ સહુ ચોપાસ, બ્હેકે છે
અગર બરાસ ઉડતી વાસ
પધારો પધારો શબ્દ ઘણા સંભળાય, માનુની મળીને
મંગળ ગીતો ગાય
આવો આણુંદ આજે દક્ષતણે ઘેર થાય, વૈમાનો
લઇ અંતરિક્ષ દેવતા જાય

નભમાંથી વિમાનો જતાં જોઇ, ઉમિયા મનમાં અતિ કલ્પાંત કરવા લાગ્યાં, અરેરે આ શું? મારે તાતે આટલાં આનંદમાં મને કયાં ન શંભારી! શું મારા માતુશ્રી પણ મને વિસરી ગયાં! આજ મારા પીયેરમાં કેવો આનંદ મચ્યો હશે! સગાં સહોદર સર્વ મળી મારી રાહ જોતાં હશે! મારી સૈયરો મારૂં સ્મરણ કરતી હશે, અરેરે સહુ સુખ સાસરામાં હોય પણ મહિયર જવાને મન કોને ન થાય?" સાસરાની શહાયથી પિયરમાં વખણાય, સરખી સમાણી આગળ સ્વામીનાં ગુણ ગવાય, ભોજાઇઓ બા, બા, કહી બોલાવતાં હૃદય હર્ષથી ઉભરાય, મારૂં મન આજ અતિ ખેદ કરે છે. પિયર પનોતિઓ ત્યાંથી પાછી ફરી શાશરે આવતાં કેવાં લાડથી માન પામે છે? મને એ સુખ ક્યારે મળશે? મારા તાતનું મેં શું બગાડયું, સહુ પરિવાર તેડયો અને હું સાંભરીજ નહી, મારા તાત કદી ભુલે એવા નથી પણ ઘણા કામને

લીધે કદાચ વિસર્યા હોય તો ? હું ન જાઉં તે કેવું ખોટું, મારી માતાને કેવું ઓછું આવે, મારા ભાઇ ભાંડુઓ કેવાં દુભાય, માટે ત્યાં જવું એજ સારૂં છે. માત પિતાની ભૂલને બાળકે ગણવી ન જોઇએ, લાવ મારા પતિની આજ્ઞા લઇ જરૂર ઉમંગમાં હું પણ ભાગ લઉં.

**ઉમિયા**—મારા ભોળાનાથ, આજ મારા હૃદયની એક ઇચ્છા પુર્ણ કરો.

**શંકર**—સતિ શું છે ? આમ આકળાં કેમ બન્યા છો ? શા વિચારમાં ઉતરી પડયા છો ?

**ઉમિયા**—નાથજી, મારા તાતને ત્યાં યજ્ઞ છે, મારા પિતાજી મને તેડું કરવું ભુલી ગયાં જણાય છે, મને ત્યાં જવાની ઇચ્છા છે કૃપા કરી આજ્ઞા આપો.

**શંકર**—સુંદરી, આ મતિ કયાંથી સુજી, ખરેખર સ્ત્રીઓ નો સ્વભાવજ એવો હોય છે, જુઓ, નદીમાં ગમે તેટલું પુર ચઢે તથાપી તે સમુદ્ર તરફજ વહે છે, સુર્ય પુર્વમાં ઉદય પામી પશ્ચિમ તરફજ ગમન કરે છે, તેમ સ્ત્રી ગમે તેવી ચતુર હોય, સાસરામાં ગમે તેવું સુખ હોય, તોએ તેનું હૃદય પિયર તરફજ હોય છે. સતિ તમો જરા વિચાર કરો. તમારા તાતે તમને તેડું કર્યું નથી, કોઇ સાથે કહાવ્યું નથી, તો પછી જવાનો વિચાર કયાં કરો છો.

**ઉમિયા**—કંથજી, મારા તાત કદી ભુલ્યા હશે, હું ન જાઉં તો સગામાં કેવી ચર્ચા થાય ? નાથજી મને જવા દયો, હું થોડા સમયમાં પાછી આવીશ.

**શંકર**—સતિ, આમ મમત શું કરવા કરો છો ? તમારા તાતે યજ્ઞનો આરંભ કર્યો તેનું નિમંત્રણ આપણે ત્યાં નથી, જુઓ મને દેવ પંગતિમાંથી બ્હાર કર્યો, તમો ત્યાં જઇને પસ્તાસો, તેની તમારાપર પ્રિતી નથી, તમે ત્યાં જઇ અપમાન પામશો ! જુઓ,

**દોહરો**

આવ નહીં આદર નહીં, નહીં નયનોમેં નેહ
ઓધર કબુ ન જાઇએ, કંચન બરસે મેહ

જ્યાં પ્રેમ નથી, એવાં સગાં હોય તો શું, અને ન હોય તોએ શું, તમારા મનને સાંત પાડી જવાની હઠ છોડી દયો, તમારા તાતે મારૂં અપમાન કર્યું છે, છતાં તમો જવાની રાઢ કેમ લીધી છે ?

શ્લોક.

**सकटं पंच हस्तेन दश हस्तेन वाजिनम**
**हस्ति हस्त शहस्रेण देश त्यागेन दुर्जनम**

ગાડાંથી પાંચ હાથ દુર રહેવું, ઘોડાથી દશ હાથ દુર રહેવું, હાથીથી હજાર હાથ દુર રહેવું, પણ જ્યાં દુર્જન રહેતા હોય તે સ્થાન છોડી દેવું.

તમારા તાતે શું રૂડું કર્યું છે, તમારા સ્વામીનું અપમાન તમારાથી કેમ સહન થાય છે.

**ઉમિયા**—અરેરે, જે માત પિતાએ મને ઉછેરી, મોટી કરી, મારે માટે કેટલાંએ સંકટો સહન કર્યાં, અતિ પ્રેમથી મારા લગ્ન કર્યાં, તે માત પિતાને ત્યાં જવા કોનું ચિત ચહાય નહીં ? કંથજી કૃપા કરી આજ્ઞા આપો.

**શંકર**—સુંદરી, આજે હઠે ચડયા છો એ તમારા સતિત્વને એબ લગાડે છે, સ્વામીની આજ્ઞાનું ઉલંઘન કરવું ઘટીત નથી. તમારૂં ચિત જવાને ચહાયછે, છતાં હું ના કહુંછું મારાં કરતાં કંઇ તમારા માત પિતા વધારે નથી. સાસરાની શુળી સારી પણ પિયરની પાલખી ખોટી છે. તમારો મમત કંઇ વિઘ્નમાં નાંખસે, મારા શત્રુને તમારે શત્રુ ગણવા જોઇએ, મારા સ્નેહીને તમારે સ્નેહી જાણવા જોઇએ, હાથે રહીને અપમાન કરનાર મારા વેરીને ત્યાં શું કરવા જવાની હઠ લ્યો છો ?

**ઉમિયા**— વિભુ, તમારે મન વેરી પણ મારે તો મા બાપ છે ?

**શંકર**—ત્યારે પધારો, તમારા બાપનું હેત જોઇ મને સંભારજો, રડતે મોઢે પાછા ન આવવું પડે તે યાદ રાખજો.

**ક્રોધમાં પણ સ્વામીની આજ્ઞા મળતાં, તરતજ સતિ ઉઠયા શોળે શણુગાર સજી નંદીધનને સાથે લઇ સતિ મહિયર તરફ ચાલ્યાં, માર્ગમાં ચાલતાં આનંદના ઉભરા આવવા લાગ્યા,**

મારા માત પીતા મારૂં મુખ જોવા અધીરા બની રહ્યા હશે. ભાઇ ભોજાઇ બલીજા સામાં તેડવા આવશે, મારી શંકડી માતા નું હૈયું હરખાસે, અનેક વિચારના તરંગમાં ચાલતાં મહિયર માં આવી પહોંચ્યા.

દુરથી નોબતોના નાદ સંભળાવાં લાગ્યા, જય જયની ધ્વનીના પડઘા વાગવા માંડયા, સભાસ્થાન શોભીતું થઇ રહયું છે. ત્યાં, ઉમિયા આવી હર્ષ પામતાં, નંદી ઉપરથી ઉતરી પોતાના માત પિતા દિક્ષા લઇને બેઠા છે તે તરફ ચાલ્યા.

## દક્ષોણી સાખી.

તાતે દીઠી દીકરીને. દાઝયો અંગો અંગ
મોહ મનનો ઉતર્યોને. થયો રંગમાં ભંગ
ઝટ મુખ મરડયાં. નેત્રો જોઇને થરડયાં
બાપે નવ બોલાવી બાળકી. અવળુ કીધું મુખ
જોઇ ઉમા થર થર કાંપ્યા છે. પ્રગટયું દારૂણ દુખ
હવે શુંય કરૂં... વણ મોતે હુંય મરૂં.

**ઉમિયા**—અરે અરે ! આ હું સું જોઉં છું, મારાતાત એક ક્ષણ વાર મને જોતાં નહીં તો અધીરા બની જતાં. આજે તેજ પિતા મારા સાંમું પણ જોતાં નથી. સભામાંથી મને કોઇ બોલાવતું નથી, લાવ મારી માતા પાસે જાઉં

આવી દીકરી દાઝે બળતી. માતા પાસે જ્યારે
માત ઉઠીને કામે વલગ્યાં. થઇ ઓશીયાળી ત્યારે
દુખે ડગ ભરતી. મુને મારગદે ધરતી.
ભગની ભ્રાત ભોજાઇ સર્વે. વ્હાલે જુએ નહીં કોય
મુઠાં પડીયાં ભામની તે. નીચું ન્યાળી રોય
ચઢી રીશ તનમાં. બહુ અકળાયાં મનમાં.
રૂંવે રૂંવે પ્રગટી છે ત્યાંહે. રામાને ઉર રીશ
વ્હાલું સગું હું તેને જાણું. જે છેદે મુજ શીશ
આ કાયા બાકું. મુજ તન કરૂં તાહાકું

માતાજી આજ છેક નીરદય કેમ થયાં છો ? હમોએ તમારૂં શું બગાડયું !

ગઝલ

અરે માંડી અરે માંડી. દીધું શું હેત તેં છાંડી.
હ્રદયમાંથી મને કહાડી. રહયું રડવું હવે દહાડી. અરે
જન્મતાં શેણે ના મારી. દીધો તેં ઘાવ આકારી
આથી તો વિષ દે તે તો. થતે હું તારી ઉપકારી. અરે
દેતે કંઠ પાસ તો રૂડું. હવે જીવ્યું મારૂં ભુડું
પિયેરીયાં માંહયરાં આજે. કીધું અપમાનરે કુડું
સર્પનું ઝેર કંઇકિ સારૂં. કટારીને રૂડી ધારૂં
સગાં મારા થયાં વેરી, નથી જીવ્યાનુંરે બારૂં

હવે હું શું કરૂં, સ્વામિનાથના, ના કહયાં છતાં જ્યારે હું નિકળી તેનું ફળ મને મલ્યું. હા, હા, દૈવ આખરે સ્ત્રી ની બુદ્ધિ પાહાનીયે તેવુંજ થયું, નાથને દુભાવ્યા, પીયેરમાં અપમાન થયું, મારૂં માન્ય વિનાનું જીવતર ધુળ થયું, સ્વામી પાંસે પાછાં જતાં સદાનું મહેણું રહેશે, મારા પિતા મને જ બોલાવતા નથી તો પછી મારા નાથને કેમ તેડશે ! આ સમારંભમાં મારા નાથ નહી, તો હું રહીને શું કરૂં ! હું તો જાણુતી હતી કે માતા પિતાને સમજાવી મારા સ્વામીને તેડાવીશ, મારીજ સાથે નથી બોલતાં, હમે એમનું શું બગાડયું અરેરે તાતજી તમને આજ અવશર મલ્યો.

કવી— ગીતી

સગું નહીં કોઇ જગમાં. સ્વામી વિણુ સુંદરીને સંસારે
પતિ આજ્ઞા નહી માને. તે નારીનોધિક ધિક અવતારે
ચુણિયલ ગોરી સમજી. કદી નહી કો દુભવો ભરથારે
અધિક નહીં સ્વામીથી. કંથ રીઝવે એજ ખરી નારે

આક્રંદ કરતાં, આંસું ભરતાં, ઉમિયા પાછા મંડપ તરફ ચાલ્યાં, કોહી તાતના સામું જોવા લાગ્યા, મંડપમાં નજર ક

રી તો સહુ દેવનું સ્થાપન કર્યું છે, પણ રૂદ્રનું સ્થાપન જોયું નહી, સ્વામીનું સ્થાન નષ્ટ થએલું જાણી ક્રોધમાં આવી તાતને કહેવા લાગ્યાં,

## દક્ષિણી સાખી

ધિક્ છે તાત તમોને આજે. જીવિત કર્યું ધિક્કાર
જામાત્ર સાથે ઝેર જણાવ્યું. ધરિ ઇર્ષા અપાર
ઘટે નહીં તમને. શીદ પર હરિયાં હમને

પિતાજી, શિવસ્થાન આજે તમોએ ટાળ્યું, દેવ પંગતીથી શંકરને દુર કીધા તમારૂં બગડવા બેઠું છે, શંકર સાથે વેર બાંધ્યામાં સાર નહી નીકળે, હું આવી છતાં તમો કોઇ મારા સાથે બોલતાં પણ નથી, મેં તમારૂં શું બગાડયું ?

સતિની આંખ સામું જોઇ નંદી ઘને મહા ગર્જના કરી ઉમિયાએ સામું જોઇ શાંત કર્યો ) પોતે યજ્ઞ કુંડની પાસે આવી બેઠા, ચોધાર આસું નેત્રમાં વહેતાં શંકરનું ધ્યાન હૃદયમાં કરી સ્મરણ કરવા લાગ્યાં, અરે વિભુ, દયાળુ, મારા નાથ હું અભાગિયણે આપનો બહુ અપરાધ કર્યો છે, સ્વામી વચન ઉલંઘી મહીયર મહાલવા આવી, મારા ભોળા હું શું મોઢું બતાવું ?

## દક્ષીણી સાખી.

અપરાધી હું થઇ છું તમારી. ભોળા છાંડો રીશ
લોપી મેં આજ્ઞા કંથજી કેરી. દુભવ્યા મેં શ્રીઇશ
મને માફ કરો. ઉરદોષ કશો ન ધરો

ધિક્કાર છે મારા અવતારને, સ્વામીની આજ્ઞા ન માનતાં સ્વેચ્છાએ વરતી તેનું આ ફળ મને મલ્યું.

તાતજી, લ્યો તમારો યજ્ઞ પુરો કરો, સતિ ઉભાં થઇ હર મહાદેવ કહી કુંડમાં ભુસકો માર્યો, હાહાકાર સભામાં વરતાયો, દક્ષ દીગ મૂઢ બન્યાં, આણંદની હેલીમાં રૂદનનો શોર મચ્યો, મંગળમાં અમંગળ થયું, શ્રીફળને ઠેકાણે સતિએ શિશ હોમ્યું

## કવાલી

દક્ષ દિલ લાજતારે,

નેત્ર વહે ધારા રૂધીર તણી. સહુ દુખીયા બની દીલ દાઝતારે.

**દક્ષ**—

તાત કહેરે શંકડી રઝલાવીને તું કયાં ગઇ
દિલ દયા ધારી નહી, તું ક્રૂર ઉરની શું થઇ. નેત્રે

**માતા**—

મેં તો વિચાર્યું દીકરી, રીસાઇ સાસરીયે જસે
શું જાણુ આવું લાડકીતું. દેહ તજીને દુર થસે. નેત્રે
તુંજ તાતને હું વારતે, જો જાણુતે આવું અહી
તું તો બળી શીતલ થઇ. હુંતો બળુ જીવતી રહી. નેત્રે
ભોજાઇ ભગની ભ્રાત તે ટોળે મળીને સહુ રૂવે.
સરખી સખિના વૃંદતે કલ્પાંત કરતાં રેહવે. નેત્રે
સુણે શ્રવણ તે શોક પામે ત્રાહે ત્રાહે ઉચરે.
દક્ષ યજ્ઞે દીકરી મુઇ બળીનેરેઅરે નેત્રે

માઠા સમાચાર જોઇ શિવ ગણોની ધૈર્ય રહી નહી, કૈલાશમાં હાંફતાં આવી કહેવા લાગ્યા,

**નંદી**—વિભુ, જીભ નથી ઉપડતી છતાં કહયાવિના છુટકો નથી, હમારા માતાજીએ દક્ષ યજ્ઞમાં દેહ તજયો, સાંભળતાની સાથે સદા શિવને ક્રોધ ચડયો, રૂંવે રૂંવે ક્રોધ વાપ્યો, ક્રોધથી જટા મુસ્તક ઉપર ઉભી થઇ ગઇ, શિવે ક્રોધ કરી જટા પૃથ્વીપર પછાડી તેના સાથેજ માહેથી કૃતિમ ક્રોધની મુર્તિ રૂપ મહા ભયંકર યોધ્ધો ઉભો થયો.

**શંકર**—અરે વિરભદ્ર અહીંથી જઇને સતિને કષ્ટ પમાડનાર દક્ષનુ મુસ્તક ચુંટી નામ.

વિર ભદ્ર સાથે અનેક શંકર ગણો નેત્રમાંથી ક્રોધનો અગ્નિ વરસાવતા દક્ષના તરફ દોડયા, રંગમાં ભંગ થયો વિરભદ્રે મહા બલે ગર્જના કરી સભામાં ધસી આવતાં સહુ દેવો કંપવા લાગ્યાં, વિરભદ્ર આગળ ધસી દક્ષના કેશ પકડી પોતાની શક્તિથી મુસ્તક છેદી નાખ્યું.

શંકર ગણોએ સભામાં તોફાન મચાવ્યું, રંગ મંડપ તોડી નાખી રૂધીરની રેલ ચોગરદમ વરસાવા માંડી, કપાલી નંદી પર સ્વાર, થઇ પોતાનું પ્રચંડત્રિશુળ કરમાં ધરી, દેવ સમુહમાં નાસ કરવા ધસ્યા, શંકરના નેત્રો મહાભયંકર દીસવા લાગ્યા, દેવો સહુ કંપવા લાગ્યા, વિષ્ણુ વિરંચી આગળ ધસી શંકરના સામા જઇ નમ્રતાથી શિવચર્ણમાં મુસ્તક નમાવી વદવા લાગ્યા,

## દક્ષીણી સાખી

**બ્રહ્મા**—સ્વામી છો સર્વજ્ઞ તમે તો. શું વદીયે હવે આજ
મહેર ધરો મહારાજ રદયમાં. રાખો અમરની લાજ
જયત્રિપુરારી. લ્યો અરજી ઉરધારી

**વિષ્ણુ**—ભોળા ભવ દુખ ભંજના છો. છાંડો હૃદયની રીશ
કૃપા કરો કરૂણાના સાગર. સાંત થાવ જગદીશ
થનાર થઇ. ધરો દયા દીલમાંહી

જયશંકરા, જય ભોળાનાથ, હવે હદ થઈ, કૃપા કરો દક્ષ શિક્ષાને પામી ચુકયો છે ક્ષમા કરો મહારાજ, અમરોના ઉપર મહેર દ્રષ્ટિ કરો.

**બ્રહ્મા**—હે કરૂણા ભંડાર, દયાના સાગર, ક્ષમા, ક્ષમા, શાંત થાવ.

વિષ્ણુ આવી શંકરને ભેટી પડયા, કપાળીનો ક્રોધ સમી ગયો અમરો મળી શિવ સ્તુતિ કરવા લાગ્યા.

**અમરો**—કૃપાળુ, દક્ષના વિના સૃષ્ટી કેમ ચાલશે, હવે કરૂણા કરી દક્ષને શજીવન કરો મહારાજ પ્રજાપતિ વિના પ્રજા નીભી શકશે નહીં. હવે તો દયા કરો શંકરના અતિ કાલાવાલા કરવાથી વૈર ભુલી ગયા.

અજાનું મુસ્તક કાપી લાવી સસરાના ધડ ઉપર ગોઠવ્યું દક્ષને શજીવન કર્યો.

દક્ષ સચેત થતાં લજવાઇ નીચે વદને સરમાઇ કહેવા લાગ્યા.

**દક્ષ**—હરે હરે, મને હત્યારાને શું કરવા સજીવન કર્યો, દુહિતાનો હત્યારો હું જીવિને જગતમાં શું મોઢું બતાવું ? શંકરા, હું તમારે શરણે છું, મારી અગાધ ભૂલને માટે મને માફી આપો, હું શિવ સમાન થવા મદમાં ફુલ્યો, અભિમાનમાં ભુલ્યો, હવે તમારા ચરણને શરણ છું મને ક્ષમાં કરો.

**શંકર**—દક્ષજી, થનાર વસ્તુના આગળ કોઇ ડાહ્યું નથી, જ્ઞાની અજ્ઞાન થાય છે, વિદ્વાન મુર્ખ બને છે, તમો શું કરો.

## ગીતી.

ખેદ તજોને તનનો, ભવિષ્ય કાળે થનાર સહુ થાયે;
મિથ્યા સોક શું કરવો, આપણુનો નવ ચાલે ઉપાયે.

સર્વ દેવો શાંત થઈ, પોત પોતાને સ્થાને ગયા, શંકર કૈલાશમાં આવ્યા.

**કવી—** **દક્ષીણી સાખી**

શિક્ષા ધરજો રૂડી હ્રદયમાં, પતિ વિણ સુખ નહીં અન્ય
જે નારી સેવે છે પતિને, તેહને છે ધન્ય ધન્ય
આ જગ માંહયે, અવિચળ કિર્તિ થાયે
પર હરેજો નિજ પતિને, ક્રોધી અબળા જેહ
ઉમિયા પેરે કષ્ટ પામશે, થાશે દુખીણી દેહ
અપજશ પામે, નહી મળશે સુખ નામે

ઉમિયા સરખાં મહાન સતિ, અપાર કષ્ટ સ્વામી ક્રોધથી પામ્યા, આખરે પોતાનો ટેક સાચવવા આત્મહત્યા કરી, પોતાના સ્વામી સાથે અમર્યાદ થવાથી, પાછું મોઢું ન બતાબતાવતાં, પ્રાણ ત્યાગ કર્યો. ધન્ય સતિ ઉમિયાના ટેકને કે જેણે પોતાની ભૂલને માટે પોતાને હાથેજ શિક્ષા પામ્યા, આર્ય માનુનીઓ, આવાં શક્તિમાન ઉમીયાજી સ્વામી ક્રોધમાં સુખ ન પામ્યાં તો, આ સમયની પ્રેમદાઓ પોતાના પ્રાણેશ

સાથે અનેક પ્રકારના વિખવાદ કરી પોતાના માન્યની હાની કરે છે, દુનીયામાં કુલટા ગણાય છે, અપયશને પાત્ર થાય છે, જન સમુદાયમાં નિંદા ઉચરાય છે, તેના કરતાં સ્વામી આજ્ઞા માની પોતે સંસારમાં અપાર સુખ માની લેનાર બાળાને હજારો હજાર ધન્યવાદ ઘટે છે.

## દક્ષ યજ્ઞ સમાપ્ત



# શિવા સ્વયંવર

## ગીતી.

ગિરિજાનંદ હું સમરૂં, આનંદે અવિઘાતા સુખ કરતા;
રિદ્ધી સિદ્ધીના દાતા, છો જગ ત્રાતા પ્રણુમુ દુઃખ હરતા.

ઔષધિપુરનાં, મહાન રાજા હિમાચળ પોતાની ધર્મ પત્નિ મિના સાથે રહી અનેક પ્રકારનાં સુખો અનુભવતાં, પોતાની પ્રજાને પ્રિય થઇ, ઇચ્છાનુસાર વર્તવા લાગ્યાં, કેટલોક સમય જતાં પોતાની પ્રેમદા સાથે અનેક રંગ વિલાશ ભોગવતાં. મિનારાણી ગર્ભવંતા થયાં, આ સમાચાર સાંભળી, રાજા આનંદના સાગરમાં ઝોલા ખાવા લાગ્યા.

સમયક્ષેપ થતાં, પુંસવનાદિ કર્મ આચરી ગર્ભ રક્ષણને માટે રક્ષા બંધન કરી, અનેક બ્રાહ્મણો, ભાટચારણોને દાન આપ્યાં, મિનારાણીના થતાં ભાવ, રાજન પુર્ણ કરવા લાગ્યા, દશ માસ બાદ સતિ શીરોમણી રાણીએ ચંદ્ર શમાન કાંતીરૂપ બાળાને જન્મ આપ્યો.

## ગીતી.

વધાઇ લઇ સંચરીયા, આવી સભામાં કરતાં જયકારે;
હર્ષિત વદને વદતાં, થયો જન્મ કુંવરીનો આવારે.

આ મંગળમય સમાચાર સાંભળતાં, મહારાજા આનંદ પામતાં, અનેક પ્રકારે દાન કરવા લાગ્યા, પ્રજાવર્ગ ઉત્સવ માણવા લાગ્યાં, ઢોલ નગારા શરણાઇના મધુર સુરો વાગ્યા.

**શૈલપતિ**—અનુચરો, જોશી મહારાજને બોલાવો, અનુચરો રાજ્ય જોશીને બોલાવી લાવ્યા, પધારીયે જોશીરાજ આજ અસ્માનંદનો દીવશ ઉદય થયો છે. મહારાણીએ બાળાનો જન્મ આપ્યો છે, જેના જન્માક્ષર કરવા કાજે આપને બોલાવ્યા છે.

## દક્ષીણી સાખી

કુંડળી કાઢી જોશીએ ત્યાં, જોઇ વિચારી મનમાં
ગણિત કર્યું છે જ્ઞાને કરીને, આનંદ વાધ્યો તનમાં
મન ભાવ ધરી, પત્રિકા કરી · રૂડી
પુર્વે દક્ષ તણી દીકરી એ, બળી યજ્ઞની માંહે
રાજન જન્મ થયો ઘર તારે, અવતરીયાં ઉમીયાં એ
ધન્ય ભાગ્ય રતી, ધરો નામજ પારવતી

**જોશી**—રાજન, કન્યા શુભ ચોઘડીયામાં અવતરી છે, અહો અનુકુળ છે. કુંવરી મહા ભાગ્યશાળી થઇ, શંકર સરખા પતિને વરશે.

**શૈલપતિ**—ધન્ય ભાગ્ય મારૂં, જોશીને દક્ષણા શીરપાવ આપી વીદાય કર્યા.

બાળાને અનેક લાડથી ઉછેરવા માંડી, સર્વ ગુણ સંપન્ન પાર્વતિ, સદ્‌વિદ્યા પ્રાપ્ત કરી પોતાની સૈયરો સાથ હાસ્ય વિનોદમાં દિવસ નિર્ગમન કરવા લાગી.

પોતાની સમાન વયની સખીઓ, પાર્વતિને વર વરવા યોગ્ય થએલા જાણી અનેક દેવ ગંધર્વની સરખામણી કરતાં વખાણ કરવા લાગ્યા.

**૧ સખી**—સૃષ્ટિમાં શંકર સમાન વર પાર્વતીને મળે તો મહદ ભાગ્ય કહેવાય, શંકર સમાન રૂપ ગુણમાં, કાન્તીમાં, લાવણ્યમાં, સ્વભાવમાં, દયાળુમાં, બીજું કોઇ નથી. દેવાધિદેવ સર્વમાં શ્રેષ્ટ ત્રિભુવન પતિ સમાન કોઇ નથી.

પાર્વતિ આ વૃતાંત સાંભળી શંકરના ઉપર મોહિત થયાં સહચરીઓ સાથે રાજ્ય મંદીરમાં પ્રવેશ કરી રાત્રીએ સયન કર્યું, પોતાની ચિતવૃતિ શંકરમાં તલ્લિન થએલી એવાં પાર્વતિને સ્વપ્નામાં શંકરના દર્શન થયાં, નિદ્રામાં આનંદ ભેર ગિરિજા રાત્રી ગુજારવા લાગ્યા, શંકરનુ તેજસ્વી રૂપ, મહા સકોમળ કાયા નીરખતાં, સતિનો પ્રેમ શંકરના ઉપર દ્રઢ થયો.

## દક્ષણી સાખી

વેરણુ રાત્રી વિતી ગઇને, જ્યાં થયો પ્રાતકાળ
નેત્ર ઉઘાડયાં સ્વામી ન ભાળ્યા, પડી પેટમાં ફાળ
મારૂં સર્વ ગયું, ધારેલું ધુળ થયું

એ બાકળી મૃગલી સમાન પાર્વતિ મહેલમાં ભટકવાં લાગ્યાં, મનમાં વિમાસણ કરવાં લાગ્યાં, હરે હરે, આપ શું આમ તજીને ચાલ્યા ગયા ? મારા જેવી રાંકડી રામાને રત્ન ક્યાંથી છાજે. (બાળાને ઉદાસ જોઈ)

**મિના**—બેટિ, આજ તારૂં મુખ નિસ્તેજ કેમ થયું છે ? વ્હાલી શું કાંઇ ખોટું લાગ્યું છે ? મારી લાડકડી, આમ ઘેલી ની માફક શું જોઇ રહી છે ? મને કહે તો ખરી આજ તારૂં ચિત અવ્યવસ્થિત લાગે છે.

**પાર્વતિ**—વ્હાલી જનેતા, શું કહું, ગઇ રાત્રીએ સ્વપ્ના માં શુળપાણીના દર્શન થયાં, મારૂં ચિત શંકરમાં લોભાઇ રહ્યું છે, આ દુનિયામાં રાજાઓને વરવા કરતાં શચરાચર વ્યાપિ રહેલા અખંડાનંદ સદા શિવ સાથે વરવા લગની લાગી રહી છે. માડી, દયા કરી મારી મનોવાચ્છનાં પુર્ણ કરો !

**મિના**—દીકરી, તારી શી ઇચ્છા છે ? તારાં મુખથી શબ્દ નીકળતાં તારૂં કાર્ય કરીશ તારા મનોવિચાર દર્શાવ.

**પાર્વતિ**— ગાયન

માતા જાઉં હું વનમાં તપ કરવા
તપ કરવા શંકર વરવા માતા.
વનમાંરે જઇને, તપ કરીશું
શંભુ વરવા જઇ, દેહ દમીશું
આપો, આજ્ઞા મુજ દીલ ઠરવા માતા

**મિના**—આ શું વદે છે, લાડકી મ્હારી
વનમાં દુખો, પડે બહુ ભારી
નથી ગતિ તારી તે સહન કરવા માતા

**પાર્વતિ**—માંડી, બેરેસી, લાગ્યો છે મનમાં
શંકર ધુન મચી, રહી તનમાં
ચિતમારૂં લાગ્યું છે વન ફરવા  માતા

**મિના**—લાડકડી કેમ દુર થવા દઉં
વિયોગી વાતો કોને જઈ કહુ

**પાર્વતિ**—તારૂં મન કેમ આજ લાગ્યુ ડગવા  માતા

માવડી, સા માટે તમારા મનને ખેદ કરો છો? મારૂં ભલું થાય તેમાં શું આપ રાજી નથી ? દુનીયામાં કોઇ અચળ નથી, સગાં સંબંધી માત્ર સ્વાર્થનાં છે, માંડી, મારૂં ભવિષ્ય આપ સુધરવા દ્યો વનમાં કદાચ સંકટો હમણાં સહન કરવાં પડશે પણ મન માનતા પતિ મલ્યાથી મારી જીંદગી સુખમાં જશે, માટે કૃપા કરી વનમાં જવા આજ્ઞા આપો.

**મિના**—વ્હાલી, આ તું શું કહે છે ? તારાં ગયા પછી મારે કોને જોઇને મન વાળવાનું ! તારાં શીવાય હમારાં સઘળાં સુખ વ્યર્થ છે, એવી નિર્દય માતા કોણ હશે કે પોતાની સુતાને હાથે રહી શંકટ ખમવાદે. બેટી વનમાં જઇ, ઇશ આરાધના કરવી એ સ્હેલું નથી, ક્ષુધા, ત્રષા, તાપ, ટાઢ, વર્ષાદ જેવાં સંકટો નડશે, વાઘ વરૂ આદી ઘાતકી પશુઓ જંગલમા અનેક કષ્ટો આપશે. અત્રે તું અનેક દાસ દાસીઓ સહીત વૈભવમાં રહેલી, જેથી તારૂં વનમાં શું થશે એની ચિંતા મને બહુ થાય છે,

**પાર્વતિ**—માંડી, તપ કરવું એ પૂર્વના સંચીનથી મળે છે કેમકે

શ્લોક

**जन्मजन्मन्यदंभस्तं दानमध्ययनंतप**
**तेनैयाभ्यांसंयोगेन देहेमभ्यसतेपुनः**

જન્મજન્મને વિષે જેદાન કે અધ્યયન કીધું હોય તેને યોગે કરીને બીજા જન્મમાં ઇશ્વર સેવા મળે છે. વળી દુનીયામાં સાર વસ્તુ માત્ર એજ છે તેમાંથી એકે જેણે મેળવી નહીં તેનુ જીવીત વૃથા જેવું છે.

**संसारकुटवृक्षस्य द्वेफलेअमृतोपमे**
**सुभाषितंचसुस्वादु संगतिःसुजनेजने**

માડી, આ સંસારરૂપી કડવાં વૃક્ષને બેજફળ છે એકતો મીઠું બોલવું, બીજુ સજ્જનની સંગતી. માટે આપની ચિંતા દૂર કરી સજ્જનરૂપી શંકરની સ્તુતિકરવા આજ્ઞા આપો, હું જેનુ સ્મરણ કરવાં જાઉંછું તે જગદિશ્વર મારૂં રક્ષણ કરશે, આખા જગતને જેનો આધાર છે, સચરાચરમાં જે વ્યાપ્ત માન થઇ રહેલાં છે, તેજ શંકર સર્વજ્ઞ છે મને તે સ્હાય કરશે, તમારી ચીંતા દુર કરી રજા આપો.

**મિના**—બાપુ તારા આગ્રહથી મારૂં નથી ચાલતું, ભલે શંકરની આરાધનાં કરી હમને ભાગ્યશાળી કર જયા, વિજયા, આ તમારી બાળસ્નેહી વનમાં જાય છે તેની સાથે જાઇ, બનતા યત્નથી એનું રક્ષણ કરો.

**જયા**—બહુ સારૂ માતાજી, હમારી બાળ સ્નેહી સાથે હમોને મોકલવા આપે કૃપા કરી એથી આપના ઉપકારી થયાં છીએ.

પાર્વતિ સણગારાદી તજી વન ફુળ વસ્ત્ર પરિધાન કરી, માતા પીતાને ચરણે નમ્યાં

**મિના-શૈલ**—બેટી, તું જેનું ચીંતવન કરે છે તે સદાયે તારૂં રક્ષણ કરો, કહીને મિનાએ શ્રીફળ પુત્રીના કરમાં આપ્યું

**પાર્વતિ**—માતા પિતા, આપના આશીરવાદથી મારો શ્રેય થશે

શુભ સુકન જોઇ, પાર્વતિ જ્યા વિજ્યા સાથે ગંભીર વનમાં શંકર આરાધના કરવા ચાલ્યાં.

## દક્ષીણી સાખી

ગંગાતીરે આવ્યા કુમારી. સ્નાન કર્યું તે ઠારે
દેહ દમન કરી ઇચ્છીત વરને મેળવવા નીરધારે
આવી આસ ભરી. શિવ સંભારે સુંદરી

જયા વિજ્યાં પણ ફુટી બાંધી સખીનું આશ્વાસન કરવા સાથે રહયાં, પાર્વતિ પદમાસનવાળી પંચાક્ષર મંત્રનો જાપ કરવા લાગ્યા, ક્ષુધા, ત્રશા, નિંદ્રા સર્વનો ત્યાગ કરી શંકરનું ધ્યાન કરતી રહયમાં શિવ મુર્તિનું સ્થાપન કર્યું. પોતાની કોમળ કાયા તપથી ક્ષીણ થવા લાગી, આવું પાર્વતિનું એકાગ્ર ચિતથી ધ્યાન થએલું જોઇ શંકર વિચારમાં પડયા.

**શંકર**—અહો, શૈલસુતા મારે માટે અગાધ શંકટ સહન કરી રહી છે, પોતાનું વપુ વેરાન કરવા માંડયું છે, લાવ જઇને સતિના તપની પરિક્ષા કરૂં.

## જપતી પ્રીતમની—

શુંદીર વેપ ધરીને મહેષ ચાલ્યા થઇ બ્રંહ્મચારી
સ્નેહ ધરીને શૈલ સુતા ભણી ચાલીયારે
ધારણ કીધા છે પંચ કેશ. ભષ્મ લલાટે ધારી. શુંદીર

## સાખી

પરિ ધાન કીધાં ભલાં, વન કુળ વસ્ત્ર નિધાન
માળાઓ કંઠે ધરી. થઇ ચાલ્યા સાવધાન
આચમનીને, પંચ પાત્ર ગ્રહયા છેરે
કીધો વૃધ વપુનો વેશ. કર જોષ્ટીકા સારી. શુંદીર.

## સાખી

પહેરી પગમાં પાવડી. અંગ ધ્રુજાવે ત્યાંય
ભામીની સામાં આવીને. ઉભા વૃધ્ધ શિવરાય.
ચાખડી કેરા શબ્દ, સુણતાં સતિયેરે
જાગી ઉઠયાં બાળેવેશ..જોતા લોચન માંડી શુંદીર

બ્રહ્મચારી જાણી, પાર્વતિએ અર્ધ્ય પાધ્યથી પુજા કરી આશને બેશાડી પ્રદક્ષીણા કરી નમસ્કાર કર્યા.

**શંકર**—બાળા, તારી લઘુ વયમાં, તારા કોમળ શરીરને કષ્ટ કેમ આપે છે ? તું કોણ છે ? શા માટે આટલું દુઃખ વેઠી રહી છે ?

**પાર્વતિ—** **દક્ષોની સાખી**

અનુપમ ઔષધી પુર પતિ...મુજતાત જગત વિખ્યાત
શૈલપતિની કહાવું સુતાડું...મિના છે મુજ માત
આવી તપ કરવા........સ્નેહે શંકર વરવા.

**બ્રહ્મચારી**—કુમારી, તને નિશ્ચય છે કે શંકર તને વરશેજ ? તે તો તેના વ્યશનમાં કોણ જાણે કયાંય ભટકતાં હશે. તેને તારા તપની જરાએ ખબર પડનાર નથી, તું ક્યાં સુધી આમ કષ્ટ વેઠીશ ?

**પાર્વતિ**—રૂશીજી, મારો નિશ્ચય કદી હું ચુકનાર નથી ભલે મારા ઉપર શંકર કૃપા નહી કરે તો આ દેહ તેઓનું સ્મરણ કરતાં પાડીશ.

**બ્રહ્મચારી**—ઘેલી બાળા, તને શંકરના ઉપર શાથી મોહ થયો છે ? તારા દેહને હાથે રહી દુખમાં નાંખે છે, તું શંકરનું સ્વરૂપ જાણે છે ? જો હું કહું.

વપુએ સદાના વૃદ્ધ છે, ગાત્રનું ઠેકાણું નથી, નથી રૂપમાં, નથી રંગમાં, નહી લાવણ્યમાં, તેનો મોહ તને કયાંથી થયો ? બાળા ! મને તારી બહુ દયા આવે છે, જેના શરીરે શૃંગારમાં સર્પ, મરદનમાં ભસ્મ, વસ્ત્રમાં વ્યાઘ્રચર્મ, ગળામાં મનુષ્યોના મુસ્તકની માળા, ભુત ભૈરવાદી જેવા જેના સંગી, શીવ નથી એક રંગી, વાહનમાં ઘરડો વૃષભ, ઘરબાર સ્મશાનમાં તારૂણીતું કેમ જાય છે તેના તાનમાં, શ્યામા, જરા વિચાર કર, તને કેમ ગમ્યો છે એ વર ? તારૂં કોમળ તન જોઇ મને બહુ દયા આવે છે, કહયા વૈભવને માટે શંકરને વરવા તૈયાર થઇ છે ?

એના કરતાં બીજા રૂપવાન, ગુણવાન યશસ્વીદેવો રાજાઓ બહુ છે, તું જેના સાથે કહે ત્યાં, તારૂં સગપણ જોડી આવું શિવ સાથે વરવાથી મહા કષ્ટ પામીશ. સદાનશામાં ચકચુર, ભાંગ ધંતુરો ભરપુર, જેની નિંદા કરે છે બહુ સુર, નહી બાગ બગીચા, નહીં રંગ મહેલ, નહી ઘરમાં એક ધાતુ પાત્ર આવા વકરેલ સાથે વરવા તારૂં ચિત કેમ ચળી રહયું છે ?

**પાર્વતિ**—જયા, જયા, આ શિવની કઠોર વાણી સાંભળી મારૂં હૃદય કંપી રહયું છે. તું એને અહીંથી દુર જવા કહે.

**જયા— જુઠા બોલારે**

બાળી ભોળી આ અબળાને...નવ ગભરાવશોરે (૨)
મતિ તમારી કયાંય ઘુમાવી...વદો અછકલાં વેણુજ આવી
હવે દયાદિલ લાવી...નવ ડગાવશોરે બાળી
વિષ્ણુ વિરંચી જેને રટે છે...મહા પાપ દર્શને કટે છે
આવા ગમન મટે છે...શિવ સંભારશોરે બાળી
સદા શંભુ છે જન હિતકારી...વદે વેદ એમ વારંવારી
અવરના ગુણ ઉચારી...નવ લોભાવશોરે બાળી
પ્રતાપીની પ્રભુ તાના જાણો...અવર દેવને શુંય વખાણો
દેવ દાશ સહુ જાણો...નવ અકળાવશોરે બાળી

**પાર્વતિ**—વૃદ્ધ રૂપી મહારાજ, સત્વર આપને માર્ગે કૃપા કરી ગમન કરો, જે શંકરથી વિમુખ છે તેનું મોઢું જોવા પણ હું ચહાતી નથી, શૃષ્ટીમાં સઘળાં દેવ, ગંધર્વ, યક્ષ, કીન્નર, સઘળા મારા શંકરના દાસ છે, શંકર સમાન વિશ્વમાં કોઇ નથી જેને ત્યાં આખા ભુમંડળની સ્હાયબી છે, મોટા વૈભવને ભોગવનાર મારા સદાશિવના ભીખારી છે, સુર્યચંદ્ર જેની આજ્ઞા માની રહયા છે, શિવ સમાન અભયદાતા બીજુ કોઇ નથી.

**જયા**—રૂપીજી, આપની ડાગળી કાંઇ ખસી ગઈ છે ?. ત્રિલોકમાં શંકર સમાન શું છે ? તમારી સાથે વાત કરવામાં કશો સાર નથી. કેમકે

**શ્લોક**

**किंरत्नहारंखलुमर्कटस्य...मिष्टानपानंनतुगर्दभस्य**
**अंधस्यदिपंबधीरस्यमानं...मुर्खस्यकिंधर्मकथामशंग :**

**રૂશીજી, હઠ છોડી ચાલ્યા જાઓ, જેને શંકર ઉપર પ્રીતિ નથી તેવાં સાથે હમારે વધારે વચન બોલવા પણ યોગ્ય નથી.**

**પાર્વતિ**—રૂષીજી, રોગી મનુષ્યના આગળ અનેક ભોગ ભોગવવાના સાધન વૃથા છે, ક્ષુધાતુરને-સુખ સય્યા વૃથા છે, તમારે મન ગમે તેમ હોય પણ હું અખંડાનંદ શિવસ્વરૂપ ને વરી ચુકી છું.

**બ્રહ્મચારી**—બાળા, હજુ જરા વિચાર, હું તારૂં ભલું ચાહી કહું છું. એ વૃદ્ધ છે, તું બાળેવેશ છે, એનું ગાત્ર ગળેલ છે, ડોલા ડડળેલ છે, તારૂ શશી સમાન મુખ શોભામાં વધેલ છે, તને શંકર સાથે શું સુખ મળશે ?

**પાર્વતિ**—વિજ્યા, આ રૂષીને મારા આગળથી કહાડ નહીં તો મારા દેહમાં પ્રાણ હવે રહેશે નહીં. શંકરનું અપમાન મારાથી સહન થતું નથી.

**જયા**—બેન, શું કરવા ચીડાઓ છો થાકશે એટલે એની મેળે ઉઠીને ચાલ્યા જશે, આપણે એના તરફ ધ્યાન શું કરવા આપીયે.

**બ્રંહ્મચારી**—બાળા, તારી હઠ નથી છોડતી, ભલે ત્યારે (મનમાં ધન્ય છે તારા ટેકને વાહ) ધન્ય શૈલબાળા તારૂં ધ્યાન તારો ટેક જોઇ મારૂં હૃદય આજ તારે આધીન થયું છે કહેતાંજ શંકર સ્વરૂપ પ્રગટ થયાં.

**પાર્વતિ**—ધન્ય મારા ભોળાનાથ, આજના શુભ દીવસની શી વાત કહું ? સુર્યને જોઇને કમળ લજીત થતું હરખાય છે, ચંદ્રને જોઇ ચકોર રીઝે છે, વર્ષાને જોઇ મોર આનંદ ધરે છે, અંધને આંખ મલ્યાથી હરખાય છે, ભિખારીને અખુટ દ્રવ્ય મળ્યાથી જેટલો આનંદ થાય છે, તે સર્વથી અધિક હર્ષ મારા હૃદયમાં આજ રમી રહયો છે, જય ભોળા, રાંકડી રામાની પરિક્ષા કરવા આટલું કષ્ટ વેઠયું !

## ગરબો

જયજય ત્રિપુરારી. છો અઘહારી, સુખ સાગર સંકટ હારી<br>
જયજય અખિલેશ્વર. જય અજરામર, સ્મરહર શંકર સુખકારી<br>
રચનાથી વિષ્ણુ વિરંચીરટે, સઘપાપકટે જય વિષ ધારી<br>
જય અગમનિગમ સર્વોતમ શંકર આપ સદા મંગળકારી

જયજય જગકારણુ અધમ ઉધારણુ જય જગતારણુ અસુરારી
જય પાપવિડારણુ પાર ઉતારણુ ચરણુ શરણુ મીત, આવારી
જયભોળા, આજમારા તપનું સાર્થક થયું છે,

**શંકર**—બાળા, તારા તપથી હું પુર્ણપ્રસન્ન થયો છું, તારો ઇચ્છીતવરમાગ

પાર્વતિ— સુખડાનીમાયાલાગી

શું હું માંગુ, મુખથકીરે શંકર ભોળા
નથી અજાણ્યુંતમોને. જાણીશું પુછો હમોને
ચરણુ શરણુ લ્યોનેરે. શંકર ભોળા
પ્રેમેઆપો પદસેવા.જાણુ મુને મલ્યામેવા
આપછો દયાલુ દેવારે. શંકર ભોળા
અલગી નકરોમને. રાખો સદા શીવકને
અરપ્યું મેંતંન મંનેરે. શંકર ભોળા
વિણુમુલની હુ દાસી, રહી તમોને ઉપાસી
આપ સદા સુખરાસીરે. શંકર ભોળા

**શંકર**—ધન્ય શૈલસુતા, તમારૂ વચન હું પુર્ણુ કરીશ તમારી સખીઓના સાથે, વનવાસ તજી નગ્રમાં પધારો, વિ- વાહ કરવા શૈલરાય પાસે હું સપ્તરૂપીને મોકલીશ.

જયા વિજ્યા, તમારી સખીને નગ્રમાં તેડી જાઓ, શંકર ચર્ણે નમી પાર્વતિ સખીઓ સાથે ઔષધીપુરમાં આવ્યાં

જયા વિજ્યા, જઇ શૈલરાયને પાર્વતિ આવ્યાના સમાચાર જણાવ્યા, તેના સાથે મિના તથા રાજન સરિતાનુ નિર ઉછળી જેમ સાગરને મળવાને ચહાય તેમ આનંદના ઉભરા સહીત દોડી આવી, પોતાની પુત્રીને માતાએ હૃદય સાથે ચાંપી મહેલમાં તેડી જઇ વનકુળ વસ્ત્ર ત્યાગ કરાવી, નવીન વસ્ત્ર શણુગાર ધારણુ કરાવ્યા, ખોવાએલું વાછરડું જડતાં ગાય જેમ પ્રેમથી તેને નિહાળે તેમ માતા પીતા પુત્રિના સામુ બેસી, વન વૃતાંત સાંભળવા આતુરતાથી જોવા લાગ્યાં.

**મિના**—બેટી, તારૂં શરીર કેવું નિસ્તેજ થયું છે, તને અપાર શંકટો વેઠવા પડયાં, બાપુ, સઘળું કષ્ટ વેઠવા છતાં તપનું પરિણામ શું આવ્યું !

**પાર્વતિ**—માંડી, તમારા આશીર્વાદથી શંકરે પ્રસન્ન થઇ વરદાન આપ્યું છે. થોડા સમયમાં શિવગણો આપણા તરફ આવશે, માતા પીતાના મનનું સાંત્વન કર્યું, પોતાની પુત્રિ વનથી અભયવર મેળવીઆવી તેની ખુસાલીમાં શૈલમહારાજે અનેક દાન કરી તે દીવસે ઉત્સવ માન્યો.

પાર્વતિ શંકરનો વાયદો વીતવા આવ્યો જાણી ચિંતાતુર થયાં, શું મારા ભોળા નાથ વિસરી ગયા ? હજુ મુનિઓ કેમ ન આવ્યાં, અધિરા હ્રદયથી શંકર ગણુની રાહ જોવા લાગ્યા, શું શંકરનું વચન મિથ્યા જશેકે ? તેમતો નહી થાય.

### દોહરો

બ્હોત બડાઈ બચનકી. બચન રતનકી ખાણુ
તિન લોકકી સંપદા. સોરહી બચનમેં જાણુ–શીયાવર

શંકરનું વચન મિથ્યા નહી જાય, મારા ભોળા ભૂલીગયા હશે શી રીતે યાદ કરાવું ? હા, હા, એક પત્ર લખી વાયુ સાથે મોકલું વાયુનુ સ્મરણુ કરતાં તરત પ્રગટ થયા.

**પાર્વતિ**—કૃપા નાથ, મારાપર કૃપાકરી આટલો પત્ર કૈલાશમાં પહોંચાડો.

### પડવાની પડપીત ગતમત ભુલીરે

શ્રી સુભનગર કૈલાશ, જ્યાંશિવ વસિયારે
મુજ હૈયાકેરાહાર, ચતુરદિલ હસીયારે
મુરતિ છે મનોહરરૂપ, ભુપછો ભારીરે
સર્વજ્ઞછો સત્યસ્વરૂપ, ઇશઅવિ કારીરે
લી. ઔશધી પુરથી, તમ દાસીરે
લીજે ગિરીજાના પ્રણામ, સુખ અભિલાષીરે
દીધું વચન તમેવનમાય, ગયાંશું ભુલીરે

આ દાસી દરશન કાજ, થઇ વ્યાકુળીરે
વિત્યો દીધેલો વાયદો, જીવ ફ્ટકેરે
શું ભુલી ગયા શિવ રાય, મનમાં ખટકેરે
મારા હૃદય થકી હું લેશ, ધ્યાન ન ચુકીરે
વિણુ વાંકે મને મહેષ, વિસારી મુકીરે
નવ આવું ઘટે હે નાથ, દયા દિલ ધારોરે
સુણી અબળા કેરી દાદ, પ્રાણુ ઉગારોરે
આ પત્ર વાંચીને અત્ર, રૂપી મોકલજોરે
છોજી મારા શિર છત્ર, વચને પળજોરે
થાશે જો હવે બહુ વાર, જીવડો જાશેરે
હું જીવી રહી આ ઠાર, તમારી આસેરે
મારા લક્ષ કોટી અપરાધ, દીલ નવ ધરશોરે
કરૂં પ્રણામ વારંવાર, કબુલજ કરશોરે

**પાર્વતિ**—વિરા વાયુ, આ પત્ર તાકીદે કૈલાશમાં પહોંચાડો.

પત્ર લઇ વાયુ કૈલાશમાં આવી શંકર ચરણે નમી પત્ર આપ્યો, પત્ર વાંચી શંકર આનંદ પામ્યાં, રૂષીઓનું ધ્યાન કર્યું તેના સાથે પ્રગટ થયાં.

**શંકર**—રૂષીઓ, તમો ઔાષધીપુર જઇ મિનારાણીથી ઉત્પન્ન થએલાં પાર્વતિને વરવા વનમાં મેં વચન આપ્યું છે. માટે ત્યાં જઈ સત્વર વેહેવિશાળ જોડી આવો.

રૂષીઓ વૈમાનમાં ચઢી ઔાષધીપુરની શોભા નીરખતાં. શૈલ મહારાજની સભામાં આવ્યા.

**શૈલપતિ**—ધન્ય ભાગ્ય મારૂં પધારીએ, આજ રંકના ઉપર ઠીક કૃપા કરી, આગતા સ્વાગતા કરી, શૈલરાયે હાથ જોડી રૂષી સન્મુખ ઉભા રહી પૂછ્યું દાસના સરખું કાર્ય હોય તે કહો.

## દક્ષીણી સાખી

**રૂષિઓ**—પારવતિ અવતરીયાં આંહે, પુત્રી પવિત્ર તમારી
તે શિવને અરપો શુખદાયક, જમાઈ કરો ત્રિપુરારી
કીરતી થાંશે, મહિમાં ગુણુ વિચરાશે

**શૈલપતિ**—જેવી રૂષીની આજ્ઞા, શ્રીફળ મહોર રૂષીની પાસે લાવી મેલ્યાં, રૂષીઓએ પાર્વતીને બોલાવી ટિલક કરી આશીર વચન વદ્યાં.

ટિલક કર્યું કન્યાને લલાટે, વદે રૂપી આશિશ
અખંડ હે વાત ન રહો તારૂં, સુખી બનો વરી ઇશ
આનંદ મનમાં, બાળા રીજ્યાં છે તનમાં

રૂષીઓ પાર્વતીને આશીરવાદ દઇ, કૈલાશમાં જવા ઉઠયા.

શૈલપતિએ અનેક પ્રકારે, નગ્રમાં રચનાઓ કરાવા માંડી, મંડપો રૂડા રચાવા માંડયા, નગ્ર લોક જાનની વાટ જોતાં, શિવ દરશન કરવા આતુર થવા લાગ્યા.

રૂષીઓ કૈલાશમાં આવી શંકર ચરણે નમી, ઔષધીપુરની સઘળી હકીકત વિદિત કરી, ભોળા, હવે જલ્દી તૈયારી કરો, લગ્નના થોડા દીવશ બાકી રહ્યા છે.

શંકરે, નારદનું ધ્યાન કર્યું, નારદ આવી ચર્ણે નમ્યા.

**શંકર**—નારદજી તમો કંકોત્રી લઇ દેવ શકળને જાનમાં આવવાને આમંત્રણ કરવા શિધારો. જો જો વાર કરશો નહી સઘળાને તેડી વ્હેલા પધારો.

નારદે ત્યાંથી નીકળી ઇંદ્રને આવી કહ્યું, તમો સર્વ દેવને સાથે લઇ જાનમાં આવવા સારૂ તૈયાર થાવ. શંકરના લગ્ન છે.

બ્રહ્માને ત્યાં આવી કહેવા લાગ્યા, આપ સઘળા રૂષીમંડળ ને તેડી પધારો શંકરના લગ્ન છે.

કૃષ્ણને આવી કહેવા લાગ્યા, પ્રભુજી આપ પટરાણીઓ સહિત જાદવોને તેડી પધારો. શંકરના લગ્ન છે.

દસેદિગપાળ, યક્ષ, કિન્નર, ગાંધર્વ, યમરાજા આદિ શગળાં ને આમંત્રણ કરી નારદજી કૈલાશ ભણી વલ્યા.

દેવતાઓ વૈમાનમાં ચઢી કૈલાશમાં આવવા લાગ્યા, શ્રી કૃષ્ણજી શોલ શહસ્ત્ર ગોપીઓ લઇ, જાદવો સહીત આવ્યા. ઇંદ્ર સચિને લાવ્યા, બ્રહ્મા સાથે સાવિત્રી આવ્યા, યમરાજા

જ્વાળાને લાવ્યા, સર્વત્ર દેવો પોતાની પત્નિઓ સહીત કૈલાશમાં આવી શંકરને નમ્યા.

કૈલાશમાં અનેક પ્રકારના મંડપો તૈયાર કરી, સર્વ દેવને માટે અનુપમસ્થાનો યોજ્યાં, અપ્સરાઓ નૃત્ય કરવા લાગી, બંદીજનો ગુણ ગાવા લાગ્યાં, વાદિત્રોના મધુરા સુરની ધ્વનીઓ થવા માંડી.

શંકરને પીઠી ચોળવા રત્ન જડિત બાજઠ મેલી, બરાશ કસ્તુરી, કર્પુરાદી ભેલી લક્ષ્મીજી પીઠી ચોળવા શંકરને બાજઠે બેસાડી, વનિતાઓ હાસ્યવિનોદ કરતાં પીઠી ચોળવા લાગ્યા.

રઘુપતિરામ

સખિ આજે આનંદે આવોરે, સદાશિવને પ્રેમે વધાવોરે
મુખે ગીત મધુરાં ગાઓ, ભલી મળી જોડ શિવને શિવાનીરે
ચોળે પીઠી ત્યાં શિવને અંગેરે, લક્ષ્મિજી ધરીને ઉમંગેરે
સાવિત્રિ ગાયે ગીત સંગે ભલી.
કાઢ્યું ટિલક શચીએ જ્યાંએરે. જોઇ હાસ્ય કરે શિવ રાએરે
જન મંડળે આનંદ થાએ. ભલી.
કીધાં પિતાંબર પરિધાનરે. શોભે શંકર રૂપ નિધાનરે
મોહ્યા મોહય કરે સતિ સાન. ભલી.
પહેર્યાં વસ્ત્ર શોભીતાં રશાલરે. મુકયો મુગટ ઝાક ઝમાળરે
આવે બામનિઓને વહાલ. ભલી.
કંઠે ધારી છે મુકતાનિ માલારે. લાગે કુંડળ કરણે રશાલારે
ઉઠયા શંકર દેવ દયાળાં. ભલી.

## ગીતી.

પોશ ભરી છે પ્રેમે. લક્ષ્મિએ ઉર ઉમંગ અતિ ધારી
પ્રેમે અશ્વ પલાણ્યો. ચડયા વરઘોડે શંકર ત્રિપુરારી.

## હરીગીત.

શિવે પલાણ્યો અશ્વને. સાનંદથી ઉમંગમાં
નૌતમ ઘરેણાં વસ્ત્રને. ધારણ કર્યાં નિજ અંગમાં
વાહન શકળ શૈન્યાસબળ. સણગારીયાં છે રંગમાં

હાથી ઉપર દેવો ચઢયા. શાંભેલા થઇ શિવ સંગમાં
કોઈ રથ વિષે મુગટ શીશે. ધારણ કર્યા છે ચળકતાં
અશ્વાર થઇ કો દોડે આગળ. હોંશથી સહુ મલપતાં
હાથી ઘોડાને ઉંટ ખચ્ચર. પાલખી મેના સહુ
સણગારીને વૈમાન ચાલ્યા. શિવ શંગે સુર સહુ
વાદિત્ર વાગે રંગ જાગે. અપ્સરા નાચે જયહાં
જય કાર શબ્દો થઇ રહયા. આણંદનો અર્ણ્વ ત્યહાં
બંદી જનો બહુ ચારણો. ચાલે છે ધારી ચપળના
ખંમા ખમા મુખથી કહે. ચાલે ચતુર ચીત રીઝતા
વિષ્ણું વિરંચી આવીયા. મન ભાવીયા શિવને ત્યહાં
ચાલે છે શિવની જોડમાં. ખંમા વદે મુખથી જયહાં
છડીદાર થઇને ઈંદ્રિ આગળ. ચાલે શુરની સાથમાં
આનંદ મચીયો અવનીમાં. વનિતાવળી સહુ વાતમાં
રામણ દીવો કરમાં ગ્રહયો. લક્ષ્મિ એ હરપી તંનમાં
સાવિત્રીને સચિ સાથમાં. આનંદ ધરતાં મંનમાં
શણગાર સુંદરી ચોસઠ. સખી સાથ પંથે ચાલતી
ગાયે મધુરાં ગીત રૂડી રીતે જાયે મહાલતી
આવ્યું છે ઔષધી પુર જ્યારે. શૈલ આવ્યા તે ઘડી
ઉતરી ગરૂડથી શ્રી હરી. વલગ્યાં છે, રાયને બેલડી
આપીને આદરમાન તેડી જાન, વળિયાં પુરમાં
જોવાને શિવનુ સાસરૂં, તલ્પી રહયા સહુ ઉરમાં
મિના ચઢયાં અટારીયે, જોવાને સોભા શિવતણી
જામાત્ર તો કેવાહસે; કહેવાય ત્રિભુવન ધણી
તેડાવીયા નારદ રૂષિ થાતાં ખુશી ઝટ આવીયાં.
આપ્યું છે આદરમાન, મિનારાણીને, મન ભાવીયાં
કહોને રૂશિજી જાનમાં શુર આવીયા ટોળે મળી
ઓળખાવીયે કરૂણા કરી મીન, ભાગે સંદેહરે વલી

ઔષધિપુરની લગભગ જાન આવતાં, પોતાના જામાત્ર ને જોવાનું જેને આંકરશણ થએલું છે એવાં મિનારાણી, નારદને બોલાવી મહેલની અગાશી ઉપર ચઢી નારદને પુછવા માડયું.

**મિના**—કહો નારદજી, આ દશ સ્વાર આગળ કોણ આવે છે?

**નારદ**—એ શંકરના છડીદાર દશ દિગપાળ છે, આ સાત મુખના અશ્વપર રથ જોતરી સુર્ય આવે છે, એ શંકરને સર ણુંગત છે. ચંદ્ર નક્ષત્રો સાથે આવતાં જોઇ

**મિના**—નારદજી આ કહયા દેવ છે?

**નારદ**—એ નક્ષત્ર પતિ ચંદ્ર એ શિવના દાસ છે. જુઓ આ યમ વરૂણ અગ્નિ એ શિવના સેવકો છે, આ ઐરાવત હાથીપર બેશી ઇંદ્રિ રાજા તેત્રિશ કોટી દેવ સહીત આવે છે, એ શંકરના હજુરી દાસ છે. જુઓ, આ ગરૂડપર ચઢી કૃષ્ણ જી, છપન કોટી જાદવો સહીત શ્રી શંકરના પ્રિય સખા આવે છે, આ ગંધર્વો, અપ્સરાઓ, અને કીન્નરો શંકરનું સ્તવન કરતાં આવે છે, પુઠે લક્ષ્મિજી શોળ શહસ્ત્ર ગોપીઓ તેત્રીશ ક્રોડ દેવયાની સહીત શંકરના લગ્નમાં, મહાલવા આવે છે,

**મિના**—(અરે મારી પુત્રિ સષ્ટિની મોટી ગાદીયે બેઠી, હવે દુનીયામાં મારા જેવી ભાગ્યશાળી કોણ હશે? મને શંકર સરખા જામાત્ર મળવાથી શચરાચરમાં મારા જેવી ભાગ્યશાળી કોણ હશે? મને શંકર સરખા જામાત્ર મલવાથી શચરાચરમાં મારા જેવી પુન્યશાળી બીજી કોઇ નથી. અતિ સે ગર્વ પોતાને થતાં શંકર સાસુનો ગર્વ ઉતારવા વેશ બદલ્યો

મહા પ્રચંડ બિહામણુ સ્વરૂપ બનાવ્યું, વૃધ્ધ ગાલથી નંદીપર સ્વારી કરી છે. આખે શરીરે ભષ્મ ચોળી છે, જટા માથાપર વિખરાઇ રહી છે, કંઠમાં સર્પો ફ્રરી રહયા છે, માત્ર એકલી લંગોટી વાલી, ઉપર બ્યાઘ્ર ચર્મ ઓઢયું છે, ત્રિશુલાદી આયુધો કરમાં ધર્યાં છે, ભુત ભૈરવાદી તાલ મૃદંગ વગાડતાં ચીશો પાડી રહ્યા છે, આવા કુતુહળ સહિત શંકર ચાલ્યા આવે છે.

**મિના**—નારદજી આ યુથ સામેથી કોનું આવે છે ? શંકરના લગ્ન જોઇ કોઇ અસુરો મારી કન્યાનું હરણ કરવા આવે છે ? આ વૃદ્ધ ગાત્રનો બળદીયાપર બેશી કોણ આવે છે.

**નારદ**—એજ તમારા જમાઇ, તમારી પાર્વતીને વરનાર. મિના સાંભળી બ્હુવ્યાકળા બન્યાં, અરેરે હવે મારૂં શું થાશે ? સપ્ત રૂપી સાથે કયા જન્મનું વેર હશે. શંકરના વખાણ કરી ભરમની ભુરકી નાંખી મારી ફુલ સમાન દીકરીને આવા કઢંગા સાથે વેવિશાળ જોડાવ્યું. જેને જોતાં મને ડર થાય છે, છાતી ફાટી જાય છે તો મારી સકોમળ બાળા આવા કુરૂપને કેમ અપાય !

નારદજી આ વખતે મને કોઇ વિષ લાવી પાય તો તેને ખરેખર મારૂં વ્હાલું જાણીશ, મારા પ્રાણ ગયે પણ, પાર્વતિ એ લંગોટા સાથે નહીં પરણાવું..

શંકર વરઘોડા સહીત મંડપે પધાર્યા, શૈલ મહારાજે યોગ્ય સત્કાર કરી શગળાને મંડપમાં પધરાવ્યા, શંકર શ્રીફળ લઇ તોરણે આવી ઉભા રહ્યા પણ પહોંકવાને મિના નથી આવતાં આથી બ્રહ્મા ઉઠી રાણી પાસે આવ્યા.

**બ્રહ્મા**—સતિ સાનો વિલંબ છે ? ત્રિપુરારી તોરણે ઉભા થઇ રહ્યા છે, પહોંકવાનો વખત જાય છે, ધન્ય ભાગ્ય તમારૂં, અને તમારી પુત્રીનું કે જેથી દેવાધિ દેવ તમારા જામાત્ર થયાં ઉઠો હવે વાર ન કરો.

**મિના**—

મારી લાડકડી જોઇ બ્હીમરે,<br>
જાઓ પાછાં બાળા એને નહી વરે;<br>
જાઓ જેમ આવ્યા તેમ અહીં થકી,<br>
એવા જમાઇનું કામ કાંઇ નથી;<br>
એના કુરૂપને હું શું કહું કથી  જાઓ.<br>
બિહયે બાળા જટા એની જોઇને,<br>
મરે ભુતડાં ભાળી સુતા રોઇને;<br>
તેમાં થાય કહો શું કોઇને  જાઓ.

જુઓ અંગે વિભુતી ચોળી છે,
એની ખાંધે ભિક્ષાની ઝોલી છે;
જોઇ જમાઇ હૈયામાં હોળી છે જાઓ.

એને દીકરી કયમ કરી સોંપાયે,
નથી ઠેકાણાં એમનાં જરાયે;
એનાં સાપોલીયાં જોઈ ભય થાયે જાઓ.

કેમ સુતાને અગ્નિમાં જંપલાવું,
લાગે એથી રૂડું મને વિષ ખાવું;
દીપે નાં કદી જોડું બને આવું જુઓ.

બ્રહ્માનું કહ્યું ન માન્યું ત્યારે શ્રી કૃષ્ણજી શૈલપતિને સાથે લઇ મિનાને કહેવા લાગ્યા.

**કૃષ્ણ**—સતિ સાનો વિલંબ છે ? તોરણેશંભુ ઉભા થઇરહ્યા છે.

**મિના**—કૃષ્ણજી, મારો પ્રાણ જશે તોયે, એ વરને હું પહોંકનાર નથી. શું મારી રત્ન સમાન દીકરી પથ્થરે પછાડું!

*એક માસ સુધી શિવજી ઉભા રહ્યાં પણ મિના પહોંકવા નહીંજ આવ્યા.

**પાર્વતિ**— (મનમાં) અહા મારા ત્રિપુરારી આપ આ શું કરો છો ? શું મારા ઉપર દયા નથી આવતી ? મારી માના હઠે ભરાઇ છે મારા જેવી રંકના ઉપર દયા લાવો, મારા શંભુજી, મને શું કરવા તલપાવો છો. કૃપા કરી મુળ સ્વરૂપમાં આવો.

**નંદકુંવર—એ રાહ**

શાહય થજો શિવશંકર ભોળા, કાર્ય કૃપા કર કરજોજી
દયા દયાળુ કરજો ભોળા, વિનતિ વામા ઉર ધરજોજી—એ.એ
નશિબ નડયાથી આજ શંભુજી, માગું શહાય શિવ કરજોજી
ભોળાનાથ વિનતિ વનિતાની, કા..ને ધરી સત્વર વિચરજોજી
અગાધર પુરી કરજો આસા, ભોળા અંતર ધરજોજી—એ.એ

---

*મિનારક ત્યારથી કહેવાય છે, માટે લગ્ન કરતાં નથી.

**કૃષ્ણ**—ભોળા, આ શું કરવા માંડયું છે ? સાસરામાં ફજેતો કેમ કરો છો ? તમારૂં રૂપ જોઇ સઘળા ડરી રહયા છે. લગ્નમાં વિઘ્ન પડયા જેવું થાય છે, એક માસ વીતી ગયો હવે તો દયા કરો, મારા ઉપર કૃપા લાવી મુળ સ્વરૂપ ધારણ કરી જન મંડળને રંજન કરો.

કૃષ્ણની પ્રાર્થનાથી શંકર હસ્યા. પ્રભુજી તમે કેમ ફીકર કરો છો ? એ તો શ્વસુરી સાથે હાસ્ય થાય છે, તરતજ શંકરે મહા તેજસ્વી અંગ ધારણ કરી નવ યૌવન વપુ બનાવ્યું.

**નારદ**—મિના રાણી જુઓ તો ખરાં તમારા જમાત્ર તો બદલાઇ ગર્યા, મિનાની દ્રષ્ટી પડતાં.

**મિના**—અહાહા મેં ભુંડીએ એમની માયાને જાણી નહીં જયા, પહોંકવાની શામગ્રી તૈયાર કરો રખેને જમાઇ રીશાઇ જાય તો ફરી આવાં શંકર સ્વરૂપ કયાંથી મળે.

પહોંકણાં લાવી મંડપમાં આવી, મહા હર્ષથી પહોંકવા માંડયા એટલે લક્ષ્મિ આદી ગોપીઓ વેવણને ગીતો ગાવા લાગ્યા.

## ગીત

વેવણ આવી કયાંથી ટેવ
ખોટીકર્યાં આજ મહાદેવ-મારી નવલી વેવાણો
લાગ્યા જ્યારે બ્હીવા
ત્યારે શીદ કર્યાંતા વિવા મારી.
હમારા શંકર કેરૂં રૂપ
જોઇ લાજ્યાં તમારાં ભુપ—મારી.
આવો કરવો હતો, અંન્યા
ત્યારે શીદ જણીતી કન્યા—મારી
તમારી દીકરીએ જઈ વંન
હરીયું શંકર કેરૂં મંન—મારી.
કેમ જાવા ઘેરથી દીધી
હવે હઠ શાને લીધી—મારી.

આવો કરશો નહીં વાંક
આજે નીચું પડીયું નાક—મારી.
નહોતાં પહોંકવાનાં જ્યારે
શીદને આવ્યા આણીવારે—મારી.
જાણ્યું તમ કન્યા રઝળશે
હમારા શીવને તો બહુ મળશે—મારી
આજે શર્યું તમારૂં કાજ
મળીયા જમાઈ શિવ મહારાજ—મારી
હવે દુનિયામાં જણાયા
જમાઈ મલતાં ઓળખાયાં—મારી
નહીં તો ઓળખતાં નહી લેશ
રહેતાં જંગલમાં હમેશ—મારી

**જયા વીજયા— ગીત.**

ઉંચી નીચી ડુંગરોની હાર મેં જાણ્યું રે
વેવણ હજુ રાખીએ છે બાર મેં જાણ્યું રે
જવાદોને તમારી મોટાઈ. મેં જાણ્યું રે
ભાઈ બંધાવી કરાવી સગાઈ. મેં જાણ્યું રે
અંબીકા પુંજવાને ગયા નાશી. મેં જાણ્યું રે
ત્યાંથી લઇને નાઠા આવિનાશી. મેં જાણ્યું રે
કુળ તમારૂં નથી અજાણ્યું આજે. મેં જાણ્યું રે
બહુ બોલતાં રાખો જરા લાજે. મેં જાણ્યું રે

શંકરને પહોંકી મંડપમાં પધરાવતાં, બ્રહ્મા અને હરિ બે બાજુએ આવીને બેઠા. ઇંદ્રાદિ દેવો ચમર કરવા લાગ્યાં, પાર્વતિ સ્નાન કરી શોળે શણુગાર શજી ગોત્રનું પુંજન કરી માંહયરાંમાં પધરાવતાં, જાણે વિજળીના ચમકાર થવા લાગ્યા, મંડપ શુશોભિત જણાયો ભાટ ચારણો યશ ગાવા લાગ્યાં, રૂશિઓ વેદધ્વની ઉચ્ચરવા માંડયા,

## મંગળ ગીત.

હાંરે પરણે શિવને પાર્વતિ ત્યાંયરે,
માનુનીઓ મળીને મંગળ ગાયરે.
પરણ્યાની ત્યાં રૂડી વીધિઓ થાયરે,
આનંદ વાધ્યો જન મંડળની માંયરે.
ત્યાંતો થાયે સમે વરતે સાવધાનરે,
ગુણી જનો કરી રહયા છે ગ્યાનરે.
સત્વર સ્વસ્તિ વાચન કીધું ત્યાયરે,
શિવના ચર્ણોદક લીધાછે જ્યાંયરે.
ગુરૂએ ત્યાં કર્યો છે ગોત્રોચ્ચારરે,
ચોરી માંહે આપે આહુતી નિરધારરે.
હાંરે ત્યાં તો પહેલું મંગળ વરતાયરે,
હસ્તીરથો પાલખી સહીત અપાયરે.
હાંરે ત્યાંતો બીજુ મંગળ વરતાયરે,
બીજે મંગળ ધેનુના દાન અપાયરે,
હાંરે ત્યાં તો ત્રીજું મંગળ વરતાયરે,
ત્રીજે ઘણા દ્રવ્ય ભંડારો લુટાયરે.
હાંરે ત્યાં તો ચોથું મંગળ વરતાયરે,
ચોથે મંગળ કંન્યાના દાન અપાયરે.
એણી રીતે મંગળ વરત્યાં ચારરે,
વર કંન્યા આરોગો કંશારરે.
શિવ શિવા ધરીને મનમાં પ્રેમરે,
અન્યો અન્ય રહયાં જમાડી એમરે.
પાલ્લવા પકડયો સાસુનો તેણે હારરે,
આપ્યા હીરા માણેક રત્ન અપારરે.
પરણી ઉઠયા શંકર શિવા ત્યાંયરે,
સભા માંહે જય જય સબ્દો થાયરે.

લગ્નમાંથી પરવારી ભોજનની તૈયારી કરી જાનૈયાને જમાડી પોતાને ત્યાં પ્રાહુણા રાખ્યા, પહેરામણીઓ સર્વ દેવને આપી પાર્વતિને શંકર સાથે વીદાય કરતાં માતા શીખામણ દેવા લાગ્યા.

## ગીતી

પ્રાણથી પ્યારી પુત્રિ. કરજો સદાયે સુકિર્તિના કાજે
જગમાં જસ વિસ્તારી. વધારજો મા બાપ તણી
લાજેએએએએએએ વધારજો માબાપ તણી લાજે
પતિ પરમેશ્વર જાણી. થઇ જ્ઞાની પુત્રિ શાણી મારી
સ્વામી શેવા કરતાં. વધશે જગમાં શુભ કીર્તિ
તારીઇઇઇઇઇઇ વધશે જગમાં શુભ કીર્તિ તારી

---

રથમાં, શિવ પાર્વતિને બેસાડી, દેવો સહિત વિદાયગીરી આપી, જયા વિજયાને સાથે સેવા કરવા સોંપી, દેવ શહુ કૈલાશે આવ્યાં, શંકરે શઘળાની પ્રાહુણા ચાકરી યથેચ્છ કરી વિદાય આપી. શંકર શેવા પ્રેમથી પાર્વતિ કરવા લાગ્યાં,

માનવંતી માનુનીઓ, શંકર લગ્નવેળા શ્વરૂપે બદલાયાં છતાં પણ પાર્વતિનો પોતાના પતી પર અભાવ થયો નહીં, તન મનથી શંકરને વરી ચુકી છું એના નિશ્ચય પરજ રહયાં, પોતાનો ટેક જાળવ્યો, માતાં પીતાની મર્યાદામાં રહી શંકર સમાન શ્રેષ્ટ પતિને વરી જન મંડળમાં જસ વધાર્યો શુશિલ

બાળાઓ પોતાનો સ્વામી કુરૂપ હોવા છતાં, તેનેજ પરમેશ્વર ગણનાર બીજાના સ્વરૂપમાં, દ્રવ્યમાં, હાવ ભાવમાં લુબ્ધ ન થતાં, પુર્ણ પ્રેમ પતિપર રાખનાર બાળાઓ પાર્વતિ સમાન જગતમાં માન્યને ધરનારી થાય છે.

## શિવા સ્વયંવર સમાપ્ત.



# સતિ દમયંતિ



પુર્વે નૈષદ દેશમાં વિરશેન નામનો રાજા રાજ્ય કરતો હતો, તેને નળ નામે પુત્ર હતો. બીજો ભાઇ સુરશેન હતો, જેને પુષ્કર નામે પુત્ર હતો. એ બાળકો રાજ્ય ચલાવે એવાં થયાં ત્યારે વિરશેન તથા સુરશેન નળને રાજ્યાભિષેક કરી, વનમાં તપ કરવા ગયાં.

નળરાજાએ રાજ્યપદ ધારણ કરી, પ્રધાનપદ પુષ્કરને આપ્યું

સત્યથી, ન્યાયથી, નિતિથી, નળરાજા રાજ્ય કરવા લાગ્યા, જેથી જગમા વિખ્યાતીને પામ્યાં, તે પુષ્કરથી સહન થયું નહી જેથી વનમાં ચાલ્યો ગયો.

નિષ્કંટક રાજ્ય નળરાજા કરવા લાગ્યાં, એક સમય નારદજી પધાર્યા.

**નળ**—પધારીએ બ્રંહ્મ પુત, આજે શેવક ઉપર મોટી કૃપા થઇ.

**નારદ**— પુણ્યશ્લોક, તારી કીર્તિરૂપી ધ્વજા ચોગરદમ ફરકી રહી છે, તારૂં દિર્ઘાયુ થાવ, તારૂં રાજ્ય, તારી સમૃધિ જોઇ મારૂં અંતઃકરણ આજ બહુ પ્રસન થાય છે, પણ રાજન તારે સઘળું છે તથાપિ રાજ્ય ભુવન, રમણિ રત્ન વિના શોભતું નથી.

**નળ**—મહારાજ, અન્ય રાજાઓને ત્યાંથી, માંગા તે ઘણાંએ આવ્યા પણ મારા યોગ્ય કન્યા હું દેખતો નથી, જ્યાં રૂપ છે ત્યાં વિદ્યા નથી, વિદ્યા છે ત્યાં કુળવાન નથી, મને જ્યાં સુધી સરખી જોડ મળે નહીં, ત્યાં સુધી વરીને શું કરવું ? આપ સર્વત્ર ગામી છો, એટલે મારા યોગ્ય કન્યા આપની દ્રષ્ટીએ આવી હોય તો, વિદિત કરો.

**નારદ**—રાજન તારે યોગ્ય કન્યા બતાવું.

**નારદ—** **દક્ષીણી સાખી**

વૈદર્ભ દેશ રાય ભિમકને, ભુવન છે કન્યાએક
વજાવતિએ જન્મી જેને, રૂપ ગુણમાં વિવેક
વળી સાંત ખરે......ભળે ભાગ્ય જો તુને વરે

આ કંન્યાના સ્વરૂપનું વર્ણન શું કરવું, ઈંદ્રાદી દેવો જેને વરવાને આતુર છે, એવિ તારૂણિ જો તને મળે તો તારૂં અખંડ સુખ અનુભવ્યું કહેવાય.

નારદજી સમાચાર કહી ચાલ્યા ગયા, રાજા નળ પોતાના શૈન્ય સહીત મૃગ્યા રમવા નીકલ્યો, માર્ગમાં શૈન્યથી આગળ નીકળી જતાં, એક હંશ પોતાની નજરે ચડ્યો, નળે લઘુ લાઘવી કરી હંશને પકડયો.

**હંશ**—(મનુષ્ય વાણીથી) સત્યવાદી રાજા, મને શું કરવા પકડયો છે, કૃપા કરી છોડી દો. મારી સગર્ભા સ્ત્રીઓ મારે વિયોગે મરશે.

**નળ**—હંશરાજ, તારા ઉપર મારી અગાધ પ્રિતી થઇ છે, હું તને મારનાર નથી, તારૂં રૂપ અને તેના સાથે તારી મધુરી વાણી સાંભળી મારૂં ચિત મોહ પામ્યું છે.

**હંશ**—ભલે, રાજ એકવાર મને મારા કુટુંબને શાંત કરવા દો, પછી હું આપના મહેલે આવીશ, સત્યવાદી રાજા હંશને છોડી દઇ પોતાને ભુવને આવ્યા, પાછું દમયંતિનું સ્મરણ થયું, ઉદાસ ચિતે બેસી અનેક વિચારના શાગરમાં ડોલાં ખાવા માંડયા એટલામાં હંશ આવ્યો પાંખો સમારી રાજનની પાસે બેઠો,

**નળ**—ધન્ય છે પક્ષીરાજ, હું નહોતો ધારતો કે તું પાછો આવીશ, તારૂં સત્ય જોઇ હું પ્રસંન થયો છું.

**હંશ**—રાજન. (યથા રાજા તથા પ્રજા) આપ સત્યવાદિ છો એટલે આપને સઘળાં તેવાજ મળી આવે. મુર્ખને મુર્ખ, સજ્જનને સજ્જન મળી આવે છે, જેવું રાજ્ય હોય છે તે વીજ પ્રજા થાય છે, તોજ તેને બને છે. કેમકે

**દ્રષ્ટાંત**—એક વિપ્ર બીજા દેશમાં મુસાફરી ગયો ત્યાં એક માણસ સામુ મળતાં પુછયું.

શ્લોક

**विप्रास्मीनन गरे महान कथयतां तालद्रु माणांगण**
**को दाता रज कोद दाति वसनं मात गृहीत्वानिशि**
**कोदक्षःपराविचदार हरणे सर्वोपि दक्षोजनः**
**कस्मात् जी वसि हेसखे विष कृमिन्यायेन जीवाम्यहं**

આ નગ્રમાં કોઇ મોટું છે? હા મોટાં તાડના ઝાડ ઘણાં છે.

કોઇ દાતાર છે? હા સવારમાં કપડાં લઇ જઈ સાંજે પાછાં આપે છે એવો દાતાર ધોબી છે.

ત્યારે કોઇ (દક્ષ) હોંશીયાર છે? પારકી સ્ત્રીઓ અને ધન લેવામાં બધાંજ હોંશીઆર છે.

ત્યારે આવા શહેરમાં તું કેમ જીવે છે? વિષમાંના કીડો વિષમાંજ રહે છે તેજ પ્રમાણે હું આ શહેરમાં રહું છું.

રાજન, માટે સંગતી દોષ લાગ્યા વિના રહેતો નથી. પ્રજાને અવળે, યા સવળે મારગે ચલાવવા રાજાનુંજ વર્તણુ કામ આવે છે.

પુણ્યશ્લોક આપનું હૃદય આજ સોકમાં જણાય છે!

**નળ**—પ્રિય હંશરાજ, મારા હૃદયની આજ ચોરી થઇ છે, મન પારકે હાથે ગયું છે, વૈદર્ભ દેશના રાજા ભિમકની દમયંતી કુમારીના રૂપનુ વર્ણન સાંભળી મારૂં ચિત વ્યાકુળ થયુ છે.

**હંશ**—આજ મને જો આજ્ઞા આપો તો, દમયંતી સાથે આપનું વેહેવિશાળ કરી આવું.

**નળ**—પક્ષિરાજ તારાં વચનો મારાં હૃદયને આનંદ આપે છે, મને તારા ઉપર ભરોસો છે તારાથી જરૂર એ કાર્ય થશે. માટે સત્વર જા.

નળની આજ્ઞા લેઇ હંશ ઉડનો વૈદર્ભ દેશના બગિચામાં આવી વૃક્ષ ઉપર બેઠો, દમયંતી પોતાની સખીઓ સાથે વિનોદ કરતી બગિચામાં રમે છે, આ સમય જોઇ હંશે પોતાના શિરેમાન્ય રાજાના વખાણ કરવા માંડયાં.

## ગીતી.

ભુપ એક અવનિ માંહે, નળ રાજા સમ બીજો નવ જાણું
કીર્તિવંત ગુણવંતો, વળી બળવંતો સદાય પરમાણું
રૂપ ગુણ લક્ષણ પુરણ, પુણ્ય શ્લોક છે અગણિત ગુણધારી
મહા વિખ્યાતિ પામ્યો, અચળ રાજ્યપદ મેળવીયું ભારી

**દમયંતિ**—સખી, આ શબ્દો કયાંથી સંભળાય છે ?

**૧ સખી**—બા સાહેબ, આપણા બગિચામાં અશોક વૃક્ષ પર પેલું સ્વેત પક્ષી બેઠું છે તેનો મધુર સ્વર છે.

**૨ સખી**— બા, આપણે એ પક્ષીને પકડીએ તો કેવું સારૂં ! એનુ મધુર બોલવું અને રૂપ મનોહર લાગે છે.

**દમયંતિ**—વ્હાલી સખીઓ, મારૂં ચિત પણ એને પકડવાને આતુર છે, આ લ્યો મારૂં ઉપવસ્ત્ર, એના ઉપર નાખી યુક્તિથી પકડો. જો જો એ ઉડી ન જાય.

સખીઓએ આસ્તેથી વસ્ત્ર હંશ ઉપર નાંખ્યુ, હંશ હાથે રહીને પકડાઇ ગયો. દાસીઓ હર્ષ ઘેલી થઇ, દમયંતિના હાથમાં હંશને આપ્યો.

પ્રિય પક્ષીરાજ, તારા મધુર શબ્દથી કોનાં વખાણ કરે છે.

**હંશ**—હે શુભગે, મારા અંન દાતા જેના જેવા દુનિયામાં સત્યવાદિ, ધિરવિર, પરાક્રમિ, બાહુ બળી, યશસ્વી, પુણ્યશ્લોક, નળ રાય સમાન બીજા કોઇ રાજા નથી.

સ્વરૂપમાં કામદેવ જેવાં, કાંન્તીમાં ચંદ્ર જેવા, કીર્તિમાં માંધાતા જેવા છે. તેનાં વખાણ હું કરૂં છું, સતિ તમારે તેનુ શું કામ છે ?

**દમયંતિ**—વ્હાલા હંશરાજ, કહો કે તમારા શિરેમાન્ય રાજાને રાણી કેવાં છે ?

**હંસ**—મારા મુગુટ મણી રાજાના સમાન, કોઇ સુંદરી જગતમાં નથી કે જેની જોડ શોભાવે.

**દમયંતિ**—હંસરાજ, જ્યારથી તારાં મધુર સ્વરથી નળ રાજાનાં વખાણ સાંભળ્યા છે, ત્યારથી મારૂં હૃદય હું તેમને અરપી ચુકી છું, માટે કોઇ યત્નથી મને નળરાજા મેળવી આપે તો હું તારો પાડ માનીશ.

થોડા વખતમાં અત્રે મારાં લગ્ન માટે ઇચ્છાવર સ્વયંવર થનાર છે. તેમાં તેઓને પધારવા જરૂર તું કહેજે.

**હંસ**—હવે મને છોડી દો, હું જઇને નળરાજાને તમારી વિનંતી કહીશ. હંસને છોડતાં તરત ઉડીને નળરાજા પાસે આવી સઘળા સમાચાર વિદિત કર્યા આપ સ્વયંવરમાં જરૂર પધારજો દમયંતિ વરમાળ આપને આરોપશે.

**નળ**—પક્ષિરાજ, તારો મારા ઉપર અગાધ ઉપગાર થયો છે.

**દમયંતિ**—પ્રિય સખીઓ, ચાલો આપણને બહુ મોડું થયું છે, ઘેર માતાજી રાહ જોતાં હશે. સખીઓના સાથે મહેલમાં આવ્યાં, પણ પોતાને કાંઇ ચેન પડતું નથી. આહા, આ મને શું થાય છે? નળરાજા તમે ક્યાં હશો? અરે હંસ-રાજ તું ક્યા ગયો! મારૂં રદય ધડકે છે તારાં કરેલાં વખાણ મારા કર્ણ હજુ સુધી સાંભળ્યા કરે છે, મને નળરાજા ક્યારે મળશે? જેના વખાણ સાંભળી મારૂં મન આકર્શાયું છે તો તે જાતે મળશે ત્યારે મારા જેવી ભાગ્યશાળી કોણ? અનેક તર્ક કરતાં રાત્રે શયન કર્યું. નિંદ્રામાં પણ જાણે નળરાજા આવી સામા ઉભા હોય તેમ ધ્રેલી બાળા અતિશય વિરહાગ્ની માં બળવા લાગી. અંતે કામજવરે ઘેરી. અતિશય તાપ ચડ્યો આવું જોઇ દાસીઓ માતાજીને બોલાવી લાવ્યાં

**રાજાવતિ**—મારી લાડકડી, તને શું થાય છે? દીકરી, કહે તો ખરી.

**દમયંતિ**—જનેતા, મારૂં શું થશે? મારી સમાણી સખીઓ જોને સાસરે જાય છે, આવે છે. માતા સંસારમાં નાથ વિના સ્રીને બીજું શું છે?

## ઘર કરે મજુરી કોણ, મોજ ગમતી મુકી—એરાહ

કરે કરૂણા જગ કિરતાર, પતિ મળે મન ગમતો
પાણી પકડી ઉતારે પાર, દરિયો દીન દમતો
જન્મ જન્મની ગાંઠે છોડે, દોરા કંકણ સાથરે
પ્રિત કરી પ્રીતમજી પ્રેમે, દરશાવે જગનાથ-પતિ.
રૂડો રૂડો અકલે કુંડો, મહા ગુણ મય ગંભીરરે
ગોબ્રાહ્મણનો રક્ષક રાજા, ધનુર વિદ્યાનો ધીર—પતિ.
સેવ્યા હોય સવિતા શંભુ, શિદ્ધિ બુદ્ધિના સ્વામીરે
વિષ્ણુ વિરંચી પ્રેમે સેવ્યા, તે નારી વર પામી—પતિ.
જપ તપ વ્રત જેણે આચરીયાં, અવિનાશી ઉપવાસરે
સર્વ ગુણ સંપન હોય સ્વામી, કાપે જમના પાસ—પતિ.

### વસંત તિલકા.

માત પિતા ભગનિ ભ્રાત સગાં ભાજાઓ
દેરાણી જેઠ વળી દીયર લાડવાયો.
સાસુ સ્વસુર નણદી સખી સ્યાણી સારી
સર્વે ભલે તદપિ નાથની વાત ન્યારી-ચંદ્રાકતીક

માડી, આજે આપણા બગિચામાં એક હંશને મોઢેથી નળરાજાના વખાણ સાંભળ્યા છે. ત્યારથી ઓમાડી કોણ જાણે મને શું થાય છે.

**વજાવતિ**—વ્હાલી હું તારા પિતાને કહી તારા સ્વયંવરમાં નળરાજાને તેડાવીશ, રાણી પુત્રીને સાંત કરી મહારાજા ભિમક પાસે આવી કહેવા લાગ્યાં.

નાથજી આપણાં ધારેલાં સ્વયંવરને હજુ કેટલી વાર છે ? સ્વયંવર વેળા આજ કાલ વખણાતા પુણ્યશ્લોક નળરાજા ને જરૂર તેડાવજો.

**ભિમક**—પ્રિયા, હું તેજ વિચાર કરૂં છું, પ્રાતકાળમાં રાજા ઉઠી, પોતાના નિત્ય કર્મથી પરવારી, સભામાં આવી. કહેવા લાગ્યા, પ્રધાનજી આપણી દમયંતિના લગ્ન માટે સ્વયંવરની સભાની તૈયારી કરો.

**સુદેવ**—અંન દાતાની જેવી આજ્ઞા, પ્રધાને કેટલાક શિલ્પીઓનેબોલાવી, અનેક પ્રકારની સામગ્રીઓ મંગાવા માંડી, રમ્ય યુકિતથી મનોહર સભાસ્થાન બનાવા માંડયું. જેમાં ફરનીચરો, ગાલીચા, શિંહાસનો, દેશ દેશના રાજાઓ સારૂ ગોઠવવામાં આવ્યા, અનેક પ્રકારના ચિત્રો, ચોપાસ ગોઠવ્યાં. સભા તૈયાર કરી રાજા રાણીઓને ઉતારો કરવા મહેલો તંબુઓ સણગાર્યાં દેશે દેશ પત્રિઓ લખાઈ.

**ભિમક**—પ્રધાનજી, આ એક પત્ર લઇ તમો નળરાજાને આમંત્રણ કરવા જાઓ, સુદેવે તૈયારી કરી નીકળવા માંડયું. એટલે દમયંતિ એક પત્ર લઇ પ્રધાન પાંસે આવી. સુદેવજી આટલો પત્ર નૈષદપતિને આપજો.

પ્રધાન પત્ર લેઇ નૈષદપુર આવી નળરાજાને પત્ર આપ્યા. રાજે લઈ વાંચવા માંડયા.

### વસંત તિલકા

સ્વસ્ત શ્રી નૈષદતણા, ભુપતિ વિહારી
છો પુણ્યશ્લોક જગમાં, કીર્તિ પ્રચારી
બાહુબળી ગુણવળી, અધિકા વસ્યા છે
સત્રુ સહુ થરથરી, દુરતો ખસ્યા છે
એવાં પ્રચંડ બળધારી, કરૂં પ્રણામ
સોંપુ પછી હૃદયથી, તન હું તમામ
હું દિન દાસી વિનવી, નમું નાથ મારાં
આવો કૃપા કરી તમે, દ્વારે હમારાં
હંસે કર્યાં અહીં વખાણ પ્રીયે રસાલાં
તે દીનથી નયન તલસી, રહ્યા છે વાલાં

અરપી ચુકી સકળ દેહ પ્રીયે તમોને
આવી સ્વયંવર વિષે ગૃહીએ હમોને
જોવાર થાસે અદકી મળતાં તમોને
તો પ્રાણ જાસે ફટકી કહું જઇ હું કોને
વ્હેલાવળો નણદીના વિર દાઝ જાણી
જીવ્યું સફળ દમયંતિનું હું પ્રમાણી

નળરાજાએ પત્ર વાંચી પ્રધાનને આજ્ઞા આપી, આપ પધારો, હું આવી પહોંચ્યું છું.

**નળ**—મારા વ્હાલા હંશ, તારો ઉપકાર મારા ઉપર અનંત છે. હું શી રીતે તારો પાડ વાળીશ ?

**હંશ**—મહારાજ, પુર્વ જન્મનુ મારે માથે રહેલું કામ મેં બજાવ્યું.

જુઓ પુર્વે તમો ભીલ્લ હતા, અને હું બ્રાહ્મણ હતો, જંગલની એક ગુફામાં તમારો મુકામ હતો, એક દીવસ અતિથી થઇ હું તમારે ત્યાં આવ્યો, તમોએ મારૂ શંરક્ષણ કર્યું ભોજનાદી આપી ગુફામાં શયન માંટે મને રાખી આપ પતિ પત્નિ બહાર સુતાં તમોને નિદ્રામાં એક અસુર મારી ગયો. જેથી તમારી સ્ત્રી અગ્ની ભક્ષણ કરતાં બોલી કે પુન ર્જન્મમાં આજપતિ મળજો, કહી દેહ ત્યાગ કીધો.

મેં જાગૃત થઇ સગલું જોયું, જેથી મારો પ્રાણ ત્યાગ કર્યો. મારાં સુખાર્થે તમારા બેના પ્રાણ ગયા હતાં, માટે આ જન્મે, તમારૂં જોડુ મેળવી આપવા હું હંશ રૂપ વિપ્ર છઉ તમારા ભીલડી, રાણી દમયંતિ છે, તમોને પાછાં વેહેવિશાળ જોડી આપ્યાં હવે કૃપા કરી મને જવાની આજ્ઞા આપો.

**નળ**—વ્હાલા હંસ, તારી માયા મારાથી કેમ વીસરાય! હવે તને કેમ જવા દઉં

**હંસ**—કૃપા કરી મારાં કુટુંબમાં જવા આજ્ઞા કરો, પુર્વના લેન દેનથી સહુ આવી મળે છે માટે મિથ્યા સોક છોડી રજા આપો ? નળરાજાએ હંશને રજા આપી, પોતે જાનની તૈયારી કરી વૈદર્ભદેશ તરફ ચાલ્યા.

## ગીતી

નારદમન વિચારે, રૂડો સ્વયંવર મચ્યો પૃથ્વી માંહે
રાઢ મચે કંઇ રંગમાં ત્યારે જોવા તણી મઝા થાયે
નારદજી ફરતાં ઇંદ્રની સભામાં આવ્યા.

**ઇંદ્ર**—પધારો ભુદેવ, હું કયારનો સંભારતો હતો, મારા મનમાં એક શંકા છે તે દુર કરો કેટલાક સમયથી મનુષ્યમાનો કોઇ, પુન્યવંત સ્વર્ગમાં આવતો નથી એ શું છે ?

**નારદ**—શચિપતિ, પૃથ્વીમાં એક દમયંતિ નામની સ્ત્રી છે. તેને જોઇ દરેક મનુષ્યો મોહ પામે છે, અને તેવીજ દશામાં મરે છે, જેથી પરસ્ત્રી ઉપર દ્રષ્ટી કર્યાનું પાપ લાગે છે તે પ્રાયશ્ચિતને લીધે શચ્ચળા નર્કમાં જાય છે.

**ઇંદ્ર**—નારદજી, એ દમયંતિ કોણ અને કયાં છે ?

**નારદ**—વિદર્ભદેશના રાજા ભિમકની એ કંન્યા છે, જેનો સ્વયંવર હમણા રચાઇ રહયો છે હજારો રાજા ત્યાં જવાની ઉલટમાં તૈયાર થઇ રહયા છે, ઘણું કરી નળરાજાને વરશે.

**ઇંદ્ર**—તો રૂશીજી આપણે પણ ત્યાં જઇએ, ઇંદ્ર, અગ્નિ, વરૂણ, અને યમ, ચારે દેવ તૈયાર થઇ, વૈદર્ભ દેશમાં આવ્યા, જુએ છે તો હજારો રાજા ત્યાં આવેલા છે, તેમાં નળરાજાએ પોતાના માણસો સાથે ઉતારો કર્યો છે, ત્યાં દેવતાઓ આવી નળને જોઇ વીશ્મયથયાં, આના રૂપ આગળ આપણે કશા કામના નથી.

**યમ**—ચાલો આપણે નળનું સત્ય જોઇએ

**ઇંદ્ર**—સત્ય જોવા કરતાં હ્યોને યમપુરીમાં, પછી કોણ વરશે.

**અગ્ની**—ઇંદ્ર જયાં સુધી આયુરદા છે ત્યાં સુધી કેમ મારી સકાય ચાલો આપણે વિપ્ર વેશે પરિક્ષા લઇએ. ચારે જણા વિપ્ર થઇને આવ્યા

**નળ**—પધારો ભુદેવ, આપનું આગમન શા કારણે થયું છે ?

દેવો પોતના મુળ રૂપમાં આવી આયુધો ધરીઉભા રહ્યા, નળ જોઈને વિસ્મય પામ્યાં,

કૃપાળુ દેવો મારા ઉપર આજે અહનદ કૃપા કરી.

**ઇંદ્ર**—ધન્ય નળરાજા, તું સત્ય વાદી છે. તો હમારૂં એક કામ કર, દમયંતિ પાસે જઈ હમારા લગ્નની માંગણી કર. ચારે દેવોનાં વખાણ કરજે, જેનાં પ્રાલબ્ધમાં હશે તેને વરશે,

**નળ**—મારાથી એના મહેલમાં શી રીતે પ્રવેશ થાય?

**ઇંદ્ર**—તું જોગીના વેશમાં જા, તને કોઇ જોઇ શકશે નહીં, નળે કબુલ કર્યું જોગી વેશ લઇ ચાલવા માંડયું, દેવતાઓએ કૃતિમ દુત બનાવી નળનું સત્ય જોવા અદ્રસ્ય રૂપે પાછળ મોકલ્યો, નળરાજા દમયંતિના મહેલમાં આવી જોવા લાગ્યા, એક શહસ્ત્ર દાસીની વચમાં સુવર્ણના રત્ન જડીત શિંહાસન ઉપર બાળા બેઠી છે, તેને જોઇને નળરાય મોહીત થયાં, દમયંતિ જોગી રૂપ જોઇ બોલ્યા.

**દમયંતિ**—જોગીરાજ, આપે આ સ્થળે પધારવા કેમ કૃપા કરી છે.

**નળ**— **દક્ષીણી સાખી**

દુત છઉં હું દેવ તણોને. આવ્યો શંદેસો કહેવા
ઇંદ્રાદિક દેવો નો પ્રેર્યો. આવ્યો સમાચાર લેવા
માંગું કરવા. ઇચ્છેછે દેવ વરવા.

**દમયંતિ**— વિરશેન સુત સમવિણ જગમાં તાત ભ્રાત હું માનું
અરપિ મ્હારી દેહ પેહેલાંથી. બીજી વાત નવ જાણું
વરવા માટે. નળને હુંશીર સાટે

**નળ**—માનુનિ, વિરશેન સુત નળ રાજાને વરી દુખ ભોગવવાં કરતાં, અમરો સાથે વરી સ્વર્ગ સુખ લ્યો.

**દમયંતિ**—મારો નિશ્ચય તેઓને વરવા થઇ ચુકયો છે, એટલે હવે દુખ પડો કે સુખ મલો, પણ વરવો તો નળ નળ અને નળ.

**નળ**—મહિલા, ખાલી ઘેલા શું કાઢો છો, દેવતાઓને ક્રોધ થશે તો બળાત્કારે તમારૂં હર્ણ કરશે.

**દમયંતિ**—મારા ઉપર દેવો કોપ કરશે તો અગ્નીમાં બળી મરીશ.

**નળ**—ત્યારે અગ્ની તો તમને વરવા ઇચ્છેછે! તે ત્યાંથી જ ગૃહણ કરશે.

**દમયંતિ**—તેમ થશે તો જળમાં જંપાપાત કરીશ, પ્રાણ તજીશ, પણ નળ વિના બીજાને નહી વરૂં.

**નળ**—જળમાં વરૂણ વસે છે, તે તમને વરવા માંગે છે, ત્યાંથી તે લઇ જશે !!

**દમયંતિ**—જોગીરાજ, ત્યારે ફાંસો ખાઇશ, વા, વિષપીને મરીશ.

**નળ**—તારૂણી આત્મ ઘાતના પાપથી યમ લોક જવું પડશે, ત્યાં યમ રાજા વરશે.

**દમયંતિ**—હવે તો શું કરૂં, તપ કરી ગુહય ગુફામાં પરમાત્માનું ધ્યાન કરી દેહ છોડીશ,

**નળ**—ધન્ય બાળા, તપ કરવાથી સ્વર્ગ મળશે તો ત્યાં, ઇંદ્ર રાજા વરશે.

**દમયંતિ**—જોગીરાજ, નળરાજાને વરીચુકીછું, છતાં દેવ બલાત્કાર કરશે તો પરસ્ત્રી દ્રોહનુપાપ માથે હોરશે આપ સત્યકહો તમોકોણછો? હંશના કહયા પ્રમાણે આપ રૂપવંતછો જુઠું બોલોતો તમને આણ છે. સબુર કરો, દમયંતિ ઉઠીઆગળધસ્યાં એટલે નળરાજા અદ્રસ્ય થયાં

નળેઆવી દેવોને શઘળી વાત કહી

**ઇંદ્ર**—સત્યવાદિ રાજા, જો એમજ છે તો હમારૂં કહયું કબુલકર, હમોતારા શરખું રૂપધરી તારી સાથે સભામાં આવીયે. પછી જેનેવરે તેખરૂં

**નળ**—ધન્ય ભાગ્યમારૂં દેવ પંગતિમાં બેશવામને અધિકાર મળે છે, ભલેપધારો. સત્યવાદી રાજા દેવોને પોતા સરખા-જ સ્વરૂપમાં સાથે લઇ સભામાં જવા ઉઠયા

**ગાયન**

જુઓ જુઓરે સભા મંડપ વાહ. મહા સમરથ
રાજાઓ આવે

જુએ એક એકની રાહ, જુઓ
માંડયાં છે આસંન ખુબ ત્યાં હારો હારે
કેળતણા બહુ સ્થંભ રોપી દીધા છે દ્વારે
બંદીજન બહુ મળી, રાયોના ગુણ ઉચ્ચારે
ઢોલ અને મૃદંગ, ખુબ સુરે લલકારે
કરે અપ્સરા નૃત્ય, થાય વાહવા, વા, વા; જુઓ
નેકીના પોકાર, અતિ દુરથી સંભલાયે
ખમાં ખમાં કંઈ કરે, છડી લઈ આગળ જાયે
હટો હટો દુર ખસો, સબ્દના પડઘા થાયે
આવે વૃદ્ધ યૌવન, ક્ષત્રીયો સભાની માંયે
વાંચી નામ આશંને, બેશતાં જલ્દીરાયે હાંહાંહાં જુઓ
મળીયાં ડાચાં જેહ તણાં, એવાં પણ આવે
ફાફળ રાખી મુખ, જુવાની તો બતલાવે
જોશી બોલાવી કોઇ જો ત્યાહે જોવરાવે
રખેને કંન્યા હાથ, આવેલી નાશી જાયે.
બનીઠની ફૂક્કડો, સભામાં શરવે આવે હાંહાંહાં જુઓ

ગુણમાં કોઇ અધુરાં નહી, ડહાપણમાં પુરા બની બની દમયંતિ વરવાની આસ્યમાં, શીખા ટીકા ને પટીકા બનાવી,

દાડથી આવી સભામાં બેસવા માંડયા. એક એકથી ચઢીયાતાં થવા, પોતાનાં માન્ય વધારવા લાગ્યાં, કોઇ કહે મારા જેવો કુળવાન આજ કોઇ નથી, ત્યારે બીજો કહે તું કુળવાન ખરો પણ આજ કાલ તો રૂપવાનને માન છે, ત્રીજો કહે રૂપને શું કરવું છે, ક્ષત્રિના શુરાતનને માન છે મારા જેવો શુરો કોણ છે ? સઘળા રાજા પરસપંર વખાણ કરી રહયા છે. એવે સભાની બ્હાર નળ આવ્યાની હાક પડી, સમાચાર સભામાં ફેલાયા.

## ગીતી

એ આવ્યાં એ આવ્યાં. વાગીહાક સહુ સભાતણી માંહપે
ભાગ્યા મન ભુપતિના. નિશ્ચય વરશે ભિમકની કન્યાએ

મહાન રાજન નળ સભામાં આવી બેસતાં, તારાઓ નાયુથમાં ચંદ્ર સોભે તેમ સોભવા લાગ્યા, રાજન પધાર્યાના સમાચાર સાંભળી, દમયંતિ શોળે શણગાર સજી, સભામાં જવા તૈયાર થયાં,

દાસીયો સહીત સભામા આવતાં, તમામ રાજા સ્તબ્ધ બની, આતુરચિતે જોવાલાગ્યાં, દમયંતિ કહે સખીયો વર માળા મારા હાથમાં આપો

વરમાળા હાથમાં લઇ, ખંતથી નળરાજાને જોવા લાગી અવર રાજાઓ પરણવાની આસ્યાયે ખુંખારા કરવા લાગ્યા કોઇ ઉચાં ડોકાં કરી શિહાશન ઉપર આગળ આવવા લાગ્યાં. કોઇ દાસીઓને પાંસે બોલાવી લાંચ આપવા લાગ્યાં, કોઇ કહે તારી બાઇ આગળ મારાં વખાણ કર, દમયંતિ સઘળા રાજાઓનાં સામુ મુખ મરડતી, નળરાજાના આસન તરફ ગઇ. જઇને જુએ છે તો પાંચ નળ એક સ્વરૂપમાં દીઠાં ઇંદ્રે નળ ને રૂપે, ડોકું આગળ કહાડયું, દમયંતિ વિમાંશણ કરવા લાગી, દાશી, આ શું કહેવાય તું જઇ એમના તાત નુ નામ પુછ.

**દાસી**—અહો ભાગ્યવંત ભુપતિઓ, આપના પિતાનું નામ શું છે? પાંચે જણા પરણવાની આસ્યાયે વિરશેન, બોલ્યા, સખીઓ હાસ્ય કરવા લાગી,

દેવતાઓ માંહોમાહ્ય, રખેને કોઇ પરણી જશે, કરીને એક એકનાં મુખ કદરૂપાં કીધાં, જેથી નારદજી ચારે દેવોની વધુઓને સભામાં અંતરિક્ષ લાવ્યાં,

દમયંતિને સતિઓનાં દરશન થતાં, પ્રાર્થના કરવા માંડી, ધન્ય જનુની આજ મારા ઉપર કૃપા કરી દરશન દીધાં ઇંદ્રાદિ દેવો પોતાની સ્ત્રીઓને જોઇ ઝાંખા પડયા.

**દમયંતિ**—હે દેવો તમો હમારા પુજનિક છો, હમો તમારી સ્તુતિ કરવા યોગ્ય છીએ, તમો દેવ સઘળાને હું પિતા રૂપ ગણુ છું, તો આમાં નળ રાજા ખરાં કોણ છે તે બતાવો!

દેવતાઓ નિરાશ થયાં, વરવાની આસ્યા ગઇ, પોતાના મુળ સ્વરૂપ ધારણ કર્યા. જેથી દમયંતિએ જયજયકાર કરતાં વરમાળા નળરાયને આરોપી,

**ઇંદ્ર**—પુણ્યશ્લોક, હું તારૂં સત્ય જોઇ પ્રશંન થયોછું. આકમળ પુષ્પની માળા તું પહેર, અને આ અશ્વમંત્ર શીખીલે એમંત્રથી અશ્વો તારીસ્વેચ્છાનુ સારગતિ કરશે.

**અગ્ની**—રાજન, તારા સત્યથી તુઠગ્યો નહીં માટે હું તને વરદાન આપુછું કે તું અગ્નીથી બળીશ નહી તેમજ મને જ્યાં સ્મરશે ત્યાં આવી હાજર થઇશ.

**યમ**—રાજન, તારા સત્યની કથા વારતા સાંભળ નાર મનુષ્ય યમ સદન નહી પામે.

**વરૂણ**—સત્ય વાદી, તારી દ્રષ્ટીથી સુકું વૃક્ષ નવપલ્લવ થશે, તે સાથે તું જ્યાં મને સ્મરશે ત્યાં આવી હાજર થઇશ

**નળ**—ધન્ય ભાગ્ય, આજ દેવોની પુર્ણ કૃપા મારા ઉપર થઇ જેથી સદાનો હું આપનો આભારીછઉં (દમયંતિ પ્રત્યે-દેવો કહેવા લાગ્યા સતિ તમારાં કરઅમૃત શ્રવીહજો) ભીમક રાજા કેન્યાદાન આપવા સભામાં તૈયારથયાં

અનેક પ્રકારના દાનો આપતાં વિધિવત્ કંન્યા દાન, નળ રાજાને આપ્યું. શઘળા રાજા ઓને માન્ય પુરવક વિદાય ગીરી આપી.

દેવતાઓ માનભ્રષ્ટ થઇ દમયંતિની અતિ પુંઠલીધાથી પસ્તાવા લાગ્યા, કોઇ પણ પ્રકારની અતીશય પુંઠલીધામાં સાર નથી, કેમકે

**अतिरूपेंणवैसीता. अतिगर्वेणरावणा**
**अतिदान बलीर्दत्वा. अति सर्व त्रवर्जयेत**

સિતા અતિ રૂપવતી હતાં માટે રાવણ હરી ગયો, રાવણને અતિ ગર્વ થયો ત્યારે તેનો નાસ થયો બળિ રાજાએ અતિ દાન કર્યું, ત્યારે સ્થાન ભ્રષ્ટ થયો માટે કોઇ વાતનો અતિશય અંત લેવો નહીં.

નળ રાજા દમયંતિ સહીત પોતાના નગ્ર તરફ જવા નીકળ્યાં, એટલે સામેથી કળી નારદજીનો પ્રેરેલો દમયંતિ સાથે લગ્ન કરવા ચાલ્યો આવે છે.

નળરાજાને પરણેલા જાણી, ઉદાસ થઇ, પાછાં ફરી નળ રાજાની પુંઠ લીધી.

રાજાના સત્યના પ્રતાપથી કળી નગ્રમાં આવી નળને પીડી શકયો નહી, એક વાર રાજા શૌચ જઇ આવી પાદ પ્રક્ષાલન કરતાં પગની એડીનો ભાગ કોરો રહયો આ અશુદ્ધી દ્વારા કળીએ રાજાના અંગમાં પ્રવેશ કર્યો.

એક વખતે કળી અનેદ્વાપર બ્રાહ્મણનો વેષ લઇ પુષ્કર જ્યાં તપ કરે છે ત્યાં આવ્યા.

**૧ વિપ્ર**—ધન્ય પુન્યવંત રાજન, તું અપાર કષ્ટ શા માટે સહન કરે છે? કરી પુષ્કરને ભેટી પડી કળીએ અંગમાં વાસ કર્યો.

**૨ વિપ્ર**—પુષ્કર, તારા બંધુ, દમયંતિ સરખી સ્વરૂપ વાન રાણી પરણી અપાર સુખ ભોગવી રહ્યા છે, અને તું જંગલમાં દુઃખ શા માટે વેઠે છે?

**૧ મિત્ર**—પુષ્કર તારા બંધુની પાંસે જઇ ધુત રમાડ હમે તને જીતાડીશું.

**પુષ્કર**—(કળીના ભાસથી) મિત્રો તમો મદદ કરો તો જરૂર હું મારા બંધુને ધુત રમાડી હરાવી રાજ્યપદ ધારણ કરૂં.

**કળી**—પ્રીય સખે આ મારા સ્નેહી વૃષભ બની તારી સાથે આવે છે, તેને જોઈ નળ રાજા લેવાની હઠ કરશે ત્યારે તારે ધુત રમવાની માંગણી કરવી.

## દક્ષીણી સાખી

પુષ્કર ચાલ્યો પોઠીઓ લઇને. આવ્યો નગ્રની માંયે
બંધુને આવ્યો જાણીને. નળ સન્મુખમાં જાયે
આવો વીરા...મુજ કુળતણા હીરા.

**નળ**—બંધુ ઘણે સમયે આપ પધાર્યા જેથી આજ મારા આનંદનો પાર રહ્યો નથી. પધારો મહેલમાં તેડી જઈ સત્કાર કરી, બે બંધુ ભોજન કરવા સાથે બેઠા.

શાંત થઇ બંને ભ્રાત બેઠાં છે, ત્યારે નળ રાય કહે વીરા આ વૃષભ કયાંથી લાવ્યા

**પુષ્કર**—બંધુ એ વૃષભ મહા મુલ્યવાન છે, દેવોની કૃપા થી મને મલ્યો છે.

**નળ**—વિરા મારૂ ચિત એને બહુ ચ્હાય છે માટે મને આપો.

**પુષ્કર**—ભલે, ચાહતા હો તો, આવો આપણે સરત કરી યે, જે જીતે તે વૃષભલે !

**નળ**—આપણે સત્યવાદી રાજા થઇ ધુત રમીયે તો, પ્ર જાને સાસન કોણ કરે ?

**પુષ્કર**—તમારે વૃષભ જોયતો હોય તો રમો, કળીએ વૃત્તિ ફેરવી સત્ય વાદી રાજા ધુત રમવા બેઠાં કળીના પ્રપં ચથી રાજ પાટ સઘળું હારી ગયા.

નગ્રમાં આણુ પુષ્કરની ફરતાં નગ્ર જનો કલ્પાંત કરવા લાગ્યા, તણુ વર્ષ વનવાસ જવાનુ કબુલ કર્યું છે તેથી વસ્ત્રાદી ઉતારી વન ફુળ ધારણુ કર્યા.

**દમયંતિ**—પ્રાણુનાથ આપણી શી દશા ?

**નળ**—વ્હાલી તું પીયેર જા, થોડા દીવશ દુખના કાસે નીકળી જશે.

**દમયંતિ**—નાથ સતિ સ્ત્રીઓના ઉપર અગાધ શંકટ આવે તોએ પતિ ઉપરનો પ્રેમ કદી તજતી નથી

**નળ**—તારૂં કહેવું ખરૂં છે પણ પ્રિતિ કયારે સોભે છે ?

શ્લોક

**समाने सोभते प्रीती. राज्ञसिवाच शोभते**
**वाणीज्यं व्यवहारेसु. स्त्री दिव्यां शोभते गृहे**

સરખાં હોઇએ ત્યારે, પ્રીતી સોભે છે, રાજાની સેવા રાજ્ય પદપર હોય ત્યારે સોભે છે વ્યવહારમાં વાણીયા સોભે છે. અને સુંદર સ્ત્રી ઘરમાંજ સોભે છે.

વનિતા, આ પ્રીતી કરાનો વખત નથી, માટે પીહયેર જાઓ જંગલમાં અપાર કષ્ટ પડશે તે સહન કરવા તમારી શકિત નથી મમત છોડી મારી આજ્ઞામાનો.

**હાય શીયુ દશા મારી**

**દમયંતિ**—

ધિક પતી વિણુ રહેનારી...છે દુનીયા દુખિયારી...ધિક
નાથ વિયોગે ક્ષણુ રહે નહીં. પ્રાણુ દેહની માંય
શા સુખ માટે રહેવું અહીંઆં. આવીશ જાશો જ્યાંય
મન ધિરધારી ધિક.

તર્ણુ તણી સૈયામાં સુતું. પતિ સંગાથે સારૂં
પતિ વિયોગે રાજ્ય સુખ સહુ. લાગે મુને અકારૂં
પડે દુખ ભારી. ધિક.

મિષ્ટાન પાન સ્વામી વીણુ મારે. રદયે વિષ સમાન
સ્વામી સંગે કંદમુળ ખાંતા. હું જાણીશ પકવાન
રહું વિણુ વારી. ધિક.

મારાં નેત્ર મણિ ભલે જંગલમાં દુખ પડો, અથવા સુખ થાઓ, છતાં આપની સેવા હું કદી ચુકીશ નહીં, મારો ધર્મ છે. નાથને સુખે સુખી, અને દુખે દુખી, મારા પ્રાણ તમો જંગલમાં જાઓ અને હું નગ્રમાં રહું તે મને શોભે નહી.

**નળ**—વ્હાલી આપણા બાળકોનું શું થશે ? આ કોમળ બાળકો હજારો લાડમાં ઉછર્યા છે, હજારો દાસ દાસીઓ ઉઠતાં બેસતાં ખમાં ખમાં કરતાં, તે આજે રાંકડાં થઇ આપણી સામું જુએ છે,

**દમયંતિ**—પ્રાણેશ પ્રધાન સાથે બાળકોને મારે પિયેર મોકલાવો, હું તો તમારી સાથેજ ચાલીશ સુદેવ પ્રધાન સાથે બાળકોને વૈદભ દેશ મોકલવા તૈયાર કરી કહેવા લાગ્યાં

મારાં વ્હાલાં બાલુડાં, મારા નેત્રથી એક ક્ષણ પણ તમને દુરકર્યા નથી. છતાં આજ દૈવ રૂઠયો છે. મારાં લીલાવનના સુડાઓ, ઓગાયાલો અવતાર તમારો આવ્યો છે.

ભવિષ્ય યોગે જેથાયતે સહન કરો, પ્રધાન સાથે બાળકો મોકલી દીધા પતિ પત્નિ એક એક વસ્ત્ર પહેરી વનમાં ચાલ્યા

જ્યારે જંગલમાં, સત્યવાદિ રાજા ચાલ્યા જાય છે, એટલે કળી આગળ જઇ અનેક પ્રકારના શંકટો આપવા યુકતી કરવા લાગ્યો.

રાયને જળની ત્રષા લાગી જ્યાં જુવે ત્યાં જળ ફળનો નાસ કરી રાખ્યો છે, મહા કષ્ટ વેઠતાં માનસરોવર આગળ આવ્યા

## ગીતી.

માન સરોવર આવ્યું. જળ પીવા ધસીયા તેણી વારે
શાંત જીવને કીધો. ત્રષા ગઇ પણ ક્ષુધા વધી ત્યારે

ક્ષુધાથી જેનુ ચિત્ત વ્યાકુળ થઇ રહ્યું છે, એવા પતિ પત્નિ વૃક્ષની છાંયામાં બેસી ઉદાસ થવા લાગ્યાં.

**નળ**—સુંદરી, જરા વાર થોભ અહીં આપણને આહાર કશો મલ્યો નથી, હવે શું કરવું ! હું આ જળમાં ઉતરી મત્સ લાવું, તેણેથી પાપીણી ક્ષુધાને શાંત કરીયે.

નળરાજા જળમાં ઉતરી, મહા મહેનતે ત્રણ મત્સ પોતાને હાથ આવ્યા, તેને બહાર લાવી સતિના હાથમાં આપ્યાં,

વ્હાલી, આપણા બેજણની ક્ષુધા આટલાંથી કેમ શાંત થશે ! જરા થોભ હું બીજી વાર જળમાં જઇ જડે તો બીજાં લાવું નળરાજા જળમાં ઉતર્યા એટલે કળીએ સર્પ થઇ મત્સને અરાંપરાં નસાડયાં, રાજાના હાથમાં કશું આવ્યું નહીં.

દમયંતિ મત્સને હાથમાં લેતાં, પોતાનાં સત્યનાં પ્રતાપથી મુએલાં જીવતાં થઇ પાણીમાં ઉતરી પડયાં સતિ મહા સંતાપ કરવા લાગ્યાં, હું સ્વામીને શું કહીશ ! !

નળરાજા જળથી બહાર આવી કહેવા લાગ્યાં.

**નળ**—વ્હાલી વનિતા, મહાશ્રમ કર્યો પણ કશું હાથ આવ્યું નહીં, લાવો પેલા મત્સ, જેનાથી જઠરને શાંત કરીએ. દમયંતિ બોલ્યાં નહીં.

સુંદરી શું તું એકલી ખાઇ ગઇ તને મારી દયા જરા ન આવી, ધિક્કાર છે તારી ક્ષુધાને જાઆ દુષ્ટા. તારૂં મારી સાથે કામ નથી.

**દમયંતિ**—પ્રાણેશ આપ આ શું કહો છો ?

**શીહાનોકનરો**

ક્રોધ તજોને હે પ્રિય મારાં. મેં નથી ખાધાં મત્સ તમારાં
હું દીન દાસી કરગરી કહું છું. માનો સાચું તમો નાથજી મારાં.ક્રોધ
સહુ સુખ તજી હું સંગે આવી. કેમ કરૂં હવે હું દુખીયારાં.ક્રોધ
પ્રાણ થકી છો અધિકત મેતો. તમને તજી કયમ કરૂં પ્રીયહારા.ક્રોધ

**નળ**—

જાણી લવારી તારી વનિતા. છે દુનીયામાં દુખીયણ દારા...ક્રોધ
સત્ય બધું મે તારૂં જાણ્યું. છોડી દેને તું કરવા લવારા...ક્રોધ
જાદુર થાને સત્વર અહીંથી. જાણી લીધા આજ સહુ ગુણુ તારા. ક્રોધ

સુંદરી તારૂં સત્ય બધું મેં જાણ્યું, જેમ બને તેમ જલ્દી મારા નેત્રથી દુર થા. કહી ચાલવા માંડયું.

**દમયંતિ**—(પાછળ ચાલતાં) નાથજી વિણુ અપરાધે આ શું કરો છો ? વ્હાલાં જરા સાંભળો તો ખરાં, આમ છેક દયાહીન કેમ થાવ છો, આ ઘાડા જંગલમાં મારૂં બેલી કોણુ છે ?

આ ક્રંદ કરતાં રાયની પાછળ ચાલ્યાં.

કળી, એક બગલાનો વેશ લઇ આગળ આવી બેઠો, નળરાજા ક્ષુધાતુર હોવાથી બગલાને પકડવા વૃતિ થઇ.

**નળ**—લ્યો આ તમારાં પીયેરની વાટ આવી ચાલ્યા જાઓ.

**દમયંતિ**—નાથજી આ દેહમાં પ્રાણુ છે, ત્યાં સુધી તમને મુકી હું દુર થનાર નથી, સંસારમાં સ્વામી વિના બીજું શું સુખ છે ? નળને દયા આવી.

**નળ**—(જરા થોભ પેલો બગલો વિશાળ કાયાવાન છે. તેને હું પકડું છું, સુંદરી, તું પછાડી જો મારા ભણી જોઇશ નહીં.

સત્યવાદી રાજા પોતાનું પહેરેલું વસ્ત્ર તજી નગ્ન થઇ વસ્ત્ર બગલા ઉપર નાખતાં બગલું વસ્ત્ર સહીત ઉડી ગયું.

**નળ**—અરે દૈવ, હવે મારી શી દશા ? બગલું ગયું, વસ્ત્ર ગયું, હું નિર્લજ થયો, સુંદરી, હવે તું આમ આવીશ નહીં, હે વન દેવતા, હે સવિતા નારાયણુ, મારી નિર્લજતાને માફ કરો, મેં અઘટિત કૃત્ય કર્યું છે.

**દમયંતિ**—વ્હાલા, શંકટમાં ધિરજ રાખો, લ્યો આ મારાં પહેરેલાં વસ્ત્રમાંથી અડધું આપ પહેરો આપણા પ્રાલબ્ધમાં લખ્યું હશે તે, આક્રંદ કર્યાથી મટનાર નથી,

નળ દમયંતિ, એક વસ્ત્ર બે જણ પહેરી આગળ ચાલવા માંડયું. રાત્રી પડતાં એક વૃક્ષ તળે ઝાડના પાંદડાં પાથરી બેઉ જણા સુતાં. દમયંતિ શ્રમીત થવાથી નિંદ્રા વશ થયાં એટલે કળીએ નળરાજાનું ચિન્ત ફેરવ્યું.

**નળ**—સ્ત્રિઓ સદા વિશ્વાસને પાત્ર હોતી નથી, મને મેલી પોતાની ક્ષુધા શાંત કરવા એકલીએ મત્સ ખાધાં છે, એટલે કેવી નિંદ્રા આવી છે. મારી એને લેશ દયા આવી નહી, તો પછી મારે એનું શું કામ છે પહેરેલામાંથી અડધું વસ્ત્ર ફાડી ઉઠીને ચાલવા માંડયું.

અડધે વસ્ત્રે રાજા ગહનવનમાં અંધારી રાતે ચાલ્યો જાય છે ત્યાં અણચિંતવી બુમ સાંભળી.

**કર્કોટક—** દોહરો

ધન્ય ધન્ય સત્યવાદી બચાવ મુજને આજ
ઉપકાર કદી ભુલીશ નહી. કરીશ રૂડું તુજ કાજ...શિયાવર

નળરાજાએ નજર કરી તો દવમાં એક નાગ બળી રહયો છે, તેનો અવાજ હતો, દવની પાસે જઈ સર્પને ઉચકી ખાંધપર લઈ બહાર આવ્યા.

**નળ**—હે નાગ, મારા ખભા ઉપરથી તું નીચે ઉતર,

**કર્કોટક**—રાજન દસ ડગલાં તું આગળ ચાલ, એક બે ત્રણ ગણતા દસ થાય ત્યારે કહે, જે રાજા એક બે ત્રણ ગણતાં આગળ ચાલ્યો, હે સર્પ આ નવ અને દસ, કહેતાંની સાથે નાગે ડંશ કર્યો, રાજાને વિષની ગરમી ચડી, શરીર કાળું કુબડું થઇ ગયું. ગાત્ર વક્ર થઇ પાછળ ખુંધ નીકળી.

**નળ**—ધન્ય સર્પરાજ ઉપકાર ઠીક કર્યો !

**કર્કોટક**—રાજન તારા ઉપર મેં તો ઉપકારજ કર્યો છે, સાંભળ તું ન્યાયી, સત્યવાદી, પરોપકારી, થઇ તું જંગલમાં ભટકે, અને તને કોઇ ઓળખે તો કેવું ખોટું, માટે મેં તને ડંશ કરી આવું સ્વરૂપ આપ્યું છે, ત્રણ વરસ લગી તારૂં સ્વરૂપ આવું રહેશે, આ વસ્ત્ર તને આપું છું તે ધારણ કરતાં તારાં અસલ રૂપમાં આવીશ તારૂં નામ બાહુક ધારણ કરી રાજા રૂતુપર્ણને ત્યાં આશ્રય લઇ ત્રણ વરશ રહેજે એવું કહી નાગ ચાલ્યો ગયો.

**નળ**—ધન્ય વિધાતા, હજુ આટલું પણ બાકી હશે ! મારો આખો સંસાર બગડવા બેઠો છે. કેમકે

શ્લોક

**संसारताप दग्धानां. त्रयो विश्रांति, हेतय**
**अपत्यचकलत्रंच सतां संगतिरेवच**

સંસારના તાપથી બળેલા માણસને, સુખના ત્રણ વિષય છે, સુંદર છોકરૂં હાસ્ય મુખી સ્ત્રી અને સતસંગતી માટે હવે મારે સજ્જન સંગતિ કરી સુખ માની લેવાનું છે, જે વિભુ કરે તે ખરૂં, કહી ચાલવા માંડયું.

**દમયંતિ**—( નિંદ્રામાંથી જાગતાં ) અરે વિભુ, મારા પ્રાણ નાથ કયાં ? શું કાંઇ ભક્ષ લેવા ગયા હશે ?

(થોડી વાર થતાં) હાય, હજુ નાથ કેમ ન આવ્યા ? અંધારી રાતમાં વનિતા વિમાસવા લાગી.

**દક્ષણી સાખી**

કાળી અંધારી જામ જુવંતિ...બાલ્યા તેં મુજ સ્વામી
કઇ વાટે મુજ વાલમ વિચર્યા....બોલ પુછું શિર નામી
વાહ રજની બેની......સત્ય બીના મને કે,ની

સતિ ઉઠી આમ તેમ ભટકવા માંડયું. સ્વામીની સોધ કરવા અથડાવા માંડયું. વ્હાલા મારૂં શું થશે ? આ વિકટ વનમાં મારૂં કોણ છે ? આપ કયાં સંતાયા છે। ?

## કવાલી

આ અંધારી રાતે નાથ વિના મારૂં..હાય હવે બેલી કોઇ નહી
મારા વ્હાલા વસ્યા જઇ કયાં વનમાં..થાય ચિંતા અરેરે આ તનમાં
ચઢી રીશ શું વાલમજી મનમાં..આવો આવો હઠીલા થાશો નહી
અરેહાંરે
મારી એકલડીની કોણુ ગતિ..તમ વિના નથી સુખ મુને રતિ
આવી ધિરજ આપો કયાં છો પતિ..લાગે વન બિહામણું આજે
અહીં...અરેહાંરે
મારાં સુખ સમુળાં નાસ થયાં..ના વીદાસીની દિલમાં લેસ દયા ?
વ્હાલા વાલમ વામા તજી ગયાં અરેરે અરેરે દુખીયારી થઇ...
અરેહાંરે

ઓ મારા પ્રાણુનાથ, આહા નૈષદપતિ, અરેઅરે હું શું કરૂં, કયાં જાઉં, મારા વાલમને કયાં મળું. મને મારા પતિનો પત્તો કોણુ મેળવી આપે.

## વૈદરભી વનમાં વલવલે

ભટકે છે ભામિની વંનમાં...ઘોર જંગલ માંય
હેનાથ હેનાથ ભાખતી...ઘણી દુખીણી કાય...ભટકે
હાય હવે હું કયાં જઉં...કયાં હા મળશે નાથ
હું રાંકડી રડું વંનમાં...છોડયો મારો સાથ...ભટકે
ચઢતી ટીંબાને ટેકરા...ઉતરે ગુફાની માંય
અરેરે પત્તો નથી લાગતો...મારા નાથનો કયાંય...ભટકે
સર્પ રીંછ આવે ધાઇને...સતિ સામા જાય
ડરીને પાછા ફરે તે સહુ રખે વન દેવી ખાય...ભટકે

પડયો અજગર એક વાટમાં...મુંખ વકાશી જ્યાંય
પતિ ધ્યાનમાં સતિ ચાલતાં...પડયો મુખમાં પાય...ભટકે
જાનુ લગી ગલ્યાં અજગરે...સતિ કરે ઘુમરાણુ
નૈપદ નાથજી આવોને... મારા ઉગારો પ્રાણુ...ભટકે
આવ્યો પારધિ એક ધાઈને...માર્યો અજગર ત્યાંય
ઉગારી છે દમયંતિને......પારધિ હરખાય...ભટકે

**પારધિ**—અહો રૂપાળી રાણી તમો કોણ છો ?

**દમયંતિ**—મારા પ્રાણુ દાતા, નૈષદ દેશના નળરાજાની હું રાણી છું, મારા સ્વામી મધ્યનિશાએ પર હરી ચાલ્યા ગયા છે, જેની સોધમાં ફરૂં છું. તમો જાણુતા હો તો ભાળ બતાવો ?

**પારધિ**—(મંનમાં) (ખરેખર આજ મારા ભાગ્યનો ઉદય થયો, જેને વરવાને દેવોએ મહાં પ્રયત્ન કર્યા હતાં તો એ નમળી, તે આજે મને સહેજમાં મળી આવી, સુંદરી. ચાલો મારી સાથે, હું તમને અપાર સુખ આપીશ, મારે ત્રણ સ્ત્રીઓ છે, તે તમારી દાસી થશે.

**દમયંતિ**—આ શું બોલો છો, તમો મારા પ્રાણુ દાતા છો એટલે મારા પિતા સમાન છો. આવાં અઘટિત વેણુ ઉચરવાં આપને ઘટતાં નથી.

**પારધિ**—તારૂં રૂપ જ્યારથી મેં જોયું છે ત્યારથી મને કળ પડતી નથી. બસ હવે બોલવું બંધ કરી મારે સ્વાધિનથા. વનિતા વિલંબ ન કર.

## દક્ષીણી સાખી

હ્રદય મંદીરમાં વાસ કરી રહી...મનહર મુરતિ તા,રી
દરશન વિન આ દરદિ દિવાનો...ભમે નેત્ર ભરીવારી
ચંચળ ચિ-તે..............આવો પ્રેમદા પ્રિતે...

**દમયંતિ**—(સ્તબ્દ થઇને) રશીલી નેનની રે—એ રાહ

અલબેલા આવો...વ્હારે મારી આજ
દયા ધરિ દાસી...તણી રાખો લાજ
વારન થાયે વિઠલારે.દિન દુખના દિઠલારે
દુખી દારા તણી...ધરો ઉર દાજ...અલબેલા
કાં;તો મેળવો કંથજીરે.નહીં તો આણો અંતજીરે
પ્રાણ જાતાં જાણું હું રહી સુખમાંજ...અલબેલા

અરેઅરે વિશ્વનાથ, હું સતિ છતાં મારાપર આટલું દુ-ખ ? ! આ પાપી પારધિના હાથથી કૃપા કરી છોડાવો ? દિન બંધુ દિન જનોનાં અનેક કાર્ય આપે કર્યાં છે તો આ વેળા સ્હાય થાવ.

હરિહરિ, જો હું નૈષદરાય ઉપર પુર્ણ પ્રેમ રાખતી હોઉં, મારૂં અખંડ સત્ય જળવાયું હોય તો આ પાપી બળીને ભષ્મ થાવ.

**પારધિ**—અરે બળું છું, બળું છું. મને કોઇ બચાવો. જવાળા પ્રગટી તેમાં પારધિ દહન થયો.

દમયંતી મહા દુખ વેઠતી, જંગલમાં ભટકતી, અનેક શંકટમાં ઉતરતી, ચાલી જાય છે. અર્ધ વસ્ત્રે માથે છુટા કેશ, અંગનો દુરબળ વેશ, ભમતી આવી ભાનુ મતિને દેશ. નગ્ર-જનો અતિ દુખ દેવા લાગ્યા, કોઈ કહે ડાકણ છે, કોઇ કહે વનદેવી છે, કોઇ કહે ધુર્ત છે, છોકરાંઓ પાછળ આવી ધુળ કાંકરા ઉપર ફેકવાં લાગ્યાં, આગળ ચાલતાં એક સુશોભિત મહેલના જરૂખામાં ભાનુમતિ બેઠાં છે, તેણે આ બાળાને જોઇ દયા આવવાથી પાસે બોલાવી.

**ભાનુમતિ**—બાળા તું કોણ છે ! મેં તને કોઇ વાર જોઇ છે ખરી ? (કળીને પ્રતાપે ઓળખી શકયાં નહી.)

**દમયંતિ**—બા હમો પતિ પત્નિ તિર્થમાં નીકળ્યાં હતાં ત્યાં મધ્ય નિશાએ વિના કારણે સ્વામી મને તજીને જતા ર-હયા છે. જેથી હું મારા પતિની ખોળમાં ભમું છું.

**ભાનુમતિ**—તું મારે ત્યાં રહે. જેવી મારે ઈંદુમતિ છે. તેવી તુંપણ મારી દીકરી છે.

ઇંદુમતિ સાથે દમયંતિને અતિ સ્નેહ થયો. (કળી સતિને સુખ જોઇ પાછો દાજયો.)

એકવાર ઇંદુમતિ સ્નાન કરવા બેઠી, સણગાર ઉતારી દમયંતિના હાથમાં આપ્યાં, (કળીએ ત્યાં આવી મોતીની માળા લઇ બારણાના ટોલ્લા ઉપર મેલી.)

ઇંદુ—સખિ સણગાર લાવ દમયંતિએ આપ્યા અલિ સખિ મારો હાર કયાં છે.

**દમયંતિ**—બાઇ તમારા શણગારમાં જુઓ મેલ્યો હશે ત્યાંજ હશે.

ઇંદુ—એમાંતો નથી! આપણા બે સિવાય અહી બીજું કોઇ નથી તો હાર કયાં ગયો?

**દમયંતિ**—બાઇ ત્યારે શું મે હાર લીધો? અહીથી દુરતો હું ખશી નથી?

ઇંદુ—જાણી તારી પતરાજી; અડધી રાતે સ્વામીતજી ને ચાલ્યો ગયો તે શુંકાંઇ અપરાધ વગર મારો હાર આપી દે નહી તો મારી માતા ને કહીશ,

**દમયંતિ**—બેન બાપુ તારા હારને મારે શું કરવો છે? હું કશું જાણુતી નથી.

ઇંદુ—માતાજી, આ સતિએ મારો હાર લીધો છે તે અપાવો.

**ભાનુમતિ**—બાઈ ઇંદુમતિનો હાર કયાં મુકયો છે ? સરખે સરખાં હાસ્ય કર્યું હોય તેની ફીકર નહી, વળી એ હાર ઇંદુના સાસરાનો છે, માટે જ્યાં મુકયો હોય ત્યાંથી લાવી આપી દો.

**દમયંતિ**—માંડી, હું કશું જાણુતી નથી.

**ભાનુમતિ**—અનુચરો, બાંધો આ દાસીને કયારની હાર આપતી નથી.

**દમયંતિ**—અરે દિનાનાથ, મેં પુર્વે એવાં શું પાપ કર્યાં હશે ? સ્વામીએ પરહરી, આજે હારની ચોરી ચડી હવે હું શું કરૂં, માડી તમે તજવીજ કરો મેં હાર નથી લીધો. માજી તમારો હાર જેની પાસે હોય તે ફાટી પડજો.

**દક્ષીણી સાખી**

આ પદેતામાં ટોલ્લો ફાટયો...હાર પડયો છે જ્યાંયે
ઈંદુમતિ જોઇ થઈ ઓશીયાળી...પડી સતિના પાયે
મનેમા ફકરો...........અવગુણ ઉરમાં ન ધરો
સતિને શાંત કરી, પોતાની પાંસે રાખ્યા.

નળરાજા જંગલમાં ભટકતાં, રૂતુપર્ણની નગરીમાં આવી. સભા આગળ જઇ રાયને પ્રણામ કર્યા, (નળને જોઈ સભાજનો હસવા લાગ્યા.)

**રૂતુપર્ણ**—આવો વિર પુરૂષ કેમ આવવું થયું ?

**બાહુક**—ઉદર નિમિ-તે તમારે ત્યાં આવ્યો છઉં, મને અશ્વખેડણ મંત્રો આવડે છે, માટે તમારો સારથી થઇ રહીશ.

**રૂતુપર્ણ**—અશ્વમંત્ર નળરાજા અને ઈંદ્ર બે જાણે છે. તમો કયાંથી શીખ્યા ?

**બાહુક**—હું નળનો દુત છઊં અને નળરાજાને ભણતાં સાંભળી મેં શીખી લીધું છે.

**રૂતુપર્ણ**—ભલે આપ મારે ત્યાં રહો, તમો મારા મિત્ર જેવા છો.

આમ પતિ પત્ની બેઉ વીખુટાં દાસત્વપણું કરતાં રહ્યાં. સુદેવ સાથે બાળકો મોકલ્યાં તેને લઇ વૈદર્ભમાં આવી, રાજા ભિમકને વાત કરી. દીકરી જમાઇ વનમાં ગયાં જાણી મહા કષ્ટ પામ્યાં.

**વજાવતિ**—સુદેવ તમો જાઓ અને મારા જમાઇ દીકરીની ખોળ લાવો.

**સુદેવ**—માતાજી શાંત થાઓ, હું જાઉં છું. સુદેવતિર્થ વાસીનો વેશ ધારણ કરી જંગલોમાં ભટકવા માંડયું. ફરતાં ફરતાં સુબાહુના નગ્રમાં આવ્યો. ત્યાં આજે ઈન્દ્રતોત્સવ હોવાથી અપાર મનુષ્યોની ભીડ હતી, સૌના ભેળો સુદેવ પણ સભામાં આવ્યો.

સ્ત્રી વૃંદમાં દ્રષ્ટી કરી જોવા માંડયું, દમયંતિને દુરથી દેખી ઓળખી, નેત્રમાં આંસું ભરાયાં.

•દમયંતિએ સુદેવને ઓળખ્યો, એઉના સજળ નેત્ર જોઇ.

**ભાનુમતિ**—અરે વિપ્ર, તમો કોણ છો ?-અને મારી દાસીને કયાંથી ઓળખો છો ?

**સુદેવ**— **દક્ષીણી સાખી**

ભિમક સુતા એ છે દમયંતિ...હું છઉં એનો દાસ
વજ્રાવતિનો પ્રેર્યો આવ્યો...કરવા એની તપાસ
આજ ભાગ્ય ભલ્યું...મારૂં રત્ન ગએલું મળ્યું.

**ભાનુમતિ**—કોણ મારી દમયંતિ !! અરે હું શું જોઉં છું, મારી બેટી તું મારે ત્યાં દાસી થઇને રહી. અરે તને મેં કેટલું કષ્ટ આપ્યું.

**ઈંદુમતિ**—મારી વ્હાલી બેન, તારી આ શી દશા, મેં ભુંડીએ તને હારની ચોરી ચઢાવી, હાયહાય તને હારની શી ખોટ છે ? મારા અપરાધની ક્ષમા આપ.

**સુબાહુ**—કુમારી, આ તેં શું કર્યું, ગાંડી મને છાનું તો-કહેતું હતું તારી આ દશા કેમ થઇ ?

**દમયંતિ**—મારાં, બંધુઓ મને કશું દુખ પડયું નથી, આપ કલ્પાંત શા માટે કરો છો ? મને જે થાય છે તે મારૂં ભવિષ્ય કરે છે કોઇનો દોષ નથી.

**સુદેવ**—માતાજી હવે મને રજા આપો. ભિમક મહારાજ વાટ જોઇ રહયાં હશે ? ભાનુંમતિ કલ્પાંત કરતાં ભાણેજ

નો સત્કાર કરી, સુદેવ સાથે રથ જોડાવી, દમયંતિને વિદાય કરી.

માર્ગમાં સુદેવ સાથે દુખની વાતો કરતાં, ભિમકરાયની નગરીમાં આવી પહોંચ્યાં.

સુદેવ આગળ જઇ કહેવા લાગ્યા.

**સાખી**

સુખનો સુર્ય ઉદય થયો...આવી તનયા આજ
મન હરખ્યું ભિમકતણું...દોડયા મળવા કાજ શિયાવર

સર્વને ખબર પડતાં દોડી આવ્યાં.

**વજાવતિ**—(દોડી આવી દીકરીને હ્રદયે દાબી) મારી દુખીયણ દીકરી, તને આ શું થયું.

માંડી માંડી કરતાં બે બાળકો દોડી આવી દમયંતિને વળગી રડી પડયાં.

**ભિમક**—સુતા, આ તારાં વિખુટાં બાળકોને બોલાવી ધીરજ આપ, બેટી તું રડ નહીં પ્રભુ તને સુખનો સમય આપશે. દમયંતિને શાંત પાડી સહુ મહેલમાં આવ્યાં.

દમયંતિ સઘળા પરિવારને મળી, અતિ ઉદાસ ચિતથી દીવશ ગાળવા માંડયાં. પતિના વિયોગથી શરીર સુકાવા લાગ્યું, સહુ સુખ તજી નળના નામની માળા ફેરવવા માંડી.

દમયંતિ સુદેવને બોલાવી કહેવા લાગી. આપે વિના કહયે સતવાદી રાજાની ખોળ કરવી જોઇએ.

**સુદેવ**—બેન હું તેજ વિચાર કરૂં છું નળરાજાની શોધ લેવા સુદેવે દેશો દેશ ફરી ટહેલ નાંખવા માંડી. ફરતાં ફરતાં અયોધ્યામાં આવી રૂતુપર્ણની સભામાં જઇ સુદેવ બોલ્યાં.

## સાખી

નિંદ્રામાં તજી સુંદરી...અર્ધ વસ્ત્રની સાથ
ખોળ ફરી કીધી નહીં...કરી બાળા અનાથ—શિયાવર
ભરણપોષણ કરવું સદા...બંધાણા છો રાજ
સત્યાવાદી ઘટે નહીં...કરવી સુંદરી તાજ—શિયાવર

બ્રાહ્મણ પાછો વળ્યો, સભામાંથી કોઇએ ઉત્તર આપ્યો નહીં. બાહુક બ્હાર આવી કહેવા લાગ્યાં.

## સાખી

કુલીન સ્ત્રીઓ જગતમાં...પાળે ધર્મ અપાર
સુખ દુખ નવ ગણે મનમાં...સદા સ્મરે ભરથાર—શિયાવર
ઉદર નિમિત્તે વસ્ત્રને...નાખ્યું પક્ષી પાસ
હરણ કરી ઉડી ગયું...હવે થવું શું નીરાસ—શિયાવર

સુદેવ વિચારમાં પડયો. આતો નળરાજા નહીં હોય પણ તેનો આવો કદરૂપો વેશ કયાંથી થાય !

સુદેવે પાછા ફરી વૈદર્ભમાં આવી દમયંતિને વાત કહી.

દમયંતિ વિચારમાં પડયાં, મારા પતિ સારથી થઇ ઓશીયાળાં રહયાં હશે ? માતપિતાને વાત કરી ભિમકે ફરી સ્વયંવર છે એવું કહાવી રૂતુપર્ણને સારથી સહીત તેડાવા ધાર્યું.

**દમયંતિ**—સુદેવજી તમો જઈ રૂતુપર્ણને કહો કે, નળરાજા દમયંતિને તજી ચાલ્યા ગયા છે, માટે ભિમક સુતાનો સ્વયંવર બીજીવાર થાય છે, તમો કુળવંત ક્ષત્રિ છો માટે પધારો.

સુદેવે પત્રિ લઇ અયોધ્યામાં આપી રૂતુપર્ણ વાંચી આનંદમાં આવ્યા.

**ऋतुपर्ण**—અરે વિપ્ર, તમોએ આવતાં બહુ મોડું કર્યું હવે એક દીવસમાં મારાથી શી રીતે જવાય ? આ મોઢાને દમયંતિના હાથનો કંશાર ખાવા વખત આવ્યો ત્યારે કંકોત્રી મોડી મળી. લાવ પેલા બાહુકને બોલાવું. બાહુકે આવી નમષ્કાર કર્યા.

**ऋतुपर्ण**—અરે બાહુક, મારૂં ચિત ચગડોળે ચડી રહ્યું છે, તું મારો મિત્ર છે માટે આટલું કામ તું જરૂર કર. ભિમક તનયા દમયંતિનો સ્વયંવર નળરાજા તેને તજી જવાથી બીજી વાર થાય છે, માટે આજની રાતમાં મને ત્યાં તેડી જા.

**બાહુક**—મહારાજા સત્યવાદી નળની રાણી શું બીજી વાર વરે ?

**ऋतुपर्ण**—ભાઇ હમણા બીજી વાત જવાદે, સત્વર રથ જોડ મોડું થાય છે.

**બાહુક**—મહારાજ, દમયંતિ વરવાનું મન તમને થાય છે તો શું બીજાને નહીં થાય ?

**ऋतुपर्ण**—વીરા, આપણે બે જણુ સાથે જઇએ છીએ જેના નશીબમાં હશે તેને વરશે.

**બાહુક**—(મનમાં) દમયંતિને વરવાની શી ઉતાવળ થઇ રહી છે ? અલ્પજીવનને માટે રાજાઓ અનેક પ્રકારના વિઘ્ન ભર્યા કામ કરવાં તૈયાર થઇ જાય છે, પોતે વૃદ્ધ થવા આવ્યા છે, અલ્પજીવન બાકી છે છતાં લગ્નની ઉમેદ કરી રહયા છે. પણ એમાં એમની ભુલ નથી. ભુલ બ્રહ્માની છે કેમકે

શ્લોક

गंध सुवर्णे फलमिक्षुदंडे नाकारी पुष्पंखलुचंदनस्य
विद्वान धनिनोनृपदीर्घजीवीः धातुपुरा कोपिन बुद्धिमेत्ता

સોનામાં સુગંધ, શેરડીને ફળ, સુખડના ઝાડને ફુલ, વિધ્વાન માણુસ પૈસાવાળો રાજા ઘણાંવખત સુધી જીવનારો, બ્રહ્મ દેવે જગતમાં આવા ગુણો કોઇને આપ્યા નથી કેમકે

એટલી વસ્તુઓ ઉત્પન્ન કરી ત્યારે, કોઈ સારો માણસ તેને શલાહકાર નહોતો.

**બાહુક**—( પ્રકાસ ) મહારાજ શું ગભરાઓ છો. પ્રાત કાળ થતાંમાં તમને પહોંચાડી દઇશ.

બાહુક રથ જોડવા ગયા, એટલે રૂતુપર્ણ વસ્ત્રાદી સજી તૈયાર થઇ, બેઉ રથપર ચડયા. ઘોડાને મંત્રના વેગથી બાહુકે ઉરાડયા,

રસ્તામાં હય ખેડતાં જોઇને, રૂતુપર્ણ કહે બાહુક તારી વિદ્યા મહા ચમત્કારી છે, હું તને બીજી એક વિદ્યા શીખવું

આ બેહેડાંના વૃક્ષના પાંદડાં નીચે પડેલાં ૧૦૧ ફળ પડે લું એકજ છે વૃક્ષની ડાળીઓ ઉપર પાંચ કરોડ પાંદડાં છે અને બે હજાર પંચાણુ ફળ છે, તારી ખાત્રી કર.

બાહુકે રથ રાખી, વૃક્ષ કાપી ગણ્યાતો બરોબર થયાં બાહુક વિચારમાં પડયો.

**બાહુક**—આ વિદ્યા મને શીખવો હું અશ્વ મંત્ર આપને શીખવીશ. માર્ગમાં ચાલતાં ગણીત વિદ્યા તથા દ્યુત કળા બાહુક શીખ્યા, રૂતુપર્ણને અશ્વમંત્ર શીખવ્યો.

કળીએ નળના શરીરમાંથી વાસ છોડયો.

કળીને બહાર નીકળેલો જોઇ, બાહુકે ગર્જના કરતાં કળીના કેશ ઝાલ્યા, અરે પાપી તેં મારા દેહમાં વાસ કરી, અતિ શંકટ આપ્યું. તો આ સ્થળે હવે તને જીવતો નહીં છોડું.

**કળી**—ધર્મિષ્ટ રાજા મને પ્રાણ દાન આપો,

**નળ**—ચાન્ડાળ તું જીવતો રહી મારા જેવા કષ્ટો અપાર જનને આપશે, માટે તને મારવાથી જગતની આશીશ મળશે.

**કળી**—મહારાજ, મારા અધર્મ સામું ન જુઓ, મારામાં અવગુણ અનેક છે પણ માત્ર બે ગુણ મારામાં સમાયલા છે, તે મારા તમામ અવગુણને ઢાંકે છે.

**નળ**—બતાવ તારાં ગુણ અવગુણ,

**કળી**—મહારાજ અવગુણની તો સીમાજ નથી, પણ એક ગુણતો એ છે કે શત્ય, ત્રેતા, દ્વાપરમાં હજારો વર્ષ તપ કરતાં તો પ્રભુ દરશન થતાં નહીં, પણ મારા વારામાં છ માસ એક ચિ-તે ધ્યાન કરે તો પ્રભુ મળે.

વળી બીજા યુગોમાં પુન્ય કરતાં એટલુંજ ફળ મળતું, પણ મારા વારામાં એક ઘણું દાન કરે તો શહસ્ત્ર ઘણું ફળ મળે છે બળીષ્ટ રાજા શઘળા અવગુણોમાં આ બે ગુણ શ્રેષ્ઠ છે માટે કૃપા કરી જીવતો મૂકો.

**નળ**—તને જીવતો મુકું છું, પણ મારી આણ ફરે એ ટલામાં તું નહીં. તેમજ મારી કથા વારતા થાય તે જગ્યા એ તારે જવું નહીં.

**કળી**—પુણ્ય શ્લોક, ત્યારે મારે વસવું ક્યાં? તમારી આણ તો ચોગરદમ ફરી રહી છે.

**નળ**—આ બેહેડાંનાં દ્રુમમાં તારો સદાવાસ કર કરી ક ળીને મુકી દઇ રથ હાંકયો.

પ્રાતકાળ થતાં ભિમક રાજાના નગ્રમાં આવ્યા, રથ છોડી રતુ પર્ણ સભા તરફ ચાલ્યા.

**ભિમક**—(રાયને આંવતાં જોઇ) અહો બળિષ્ટ રાજન આપનું પધારવું કયાંથી થયું

રતુપર્ણ આ વચન સાંભળી નિસ્તેજ થયો, સ્વયંવરની તૈયારી કાંઇ દીઠી નહીં રાજા નિરાશ થઇ બોલ્યો.

**રતુપર્ણ**—મૃગયા રમવા નીકલ્યો હતો, ત્યાંથી આપને મળવા આવ્યો ભિમક રાજા સાથે મહેલમાં તેડી ગયા. હય શાળામાં બાહુકજીએ ઉતારો કર્યો.

**દમયંતિ**—કેશિની, માધવી, મને રથ હાંકનાર બાહુક માટે વીચાર થાય છે, માટે તું જઇ એની પરિક્ષા કર, બાહુ કે ઉતારો કર્યો છે ત્યાં બેઉ સખીઓએ જળનાં ખાલી પાત્ર લાવી મુકયાં

**કેશિની**—બાહુકજી, આ જગ્યાએ હમોએ અમોટ કર્યો છે, માટે આપ રશોઇની તૈયારી કરો

બાહુકે ખાલી પાત્રોના સામું જોઇ વરૂણનું સ્મરણ કર્યું કે તરત જળ પાત્ર ભરાઇ ગયાં તેમાથી જળ લઇ સ્નાન કરવા માંડયું.

**કેશિની**—માધવિ, આજ નળરાજા છે, નહીંતો ખાલી પાત્રો જળથી કેમ ભરાય !

**માધવિ**—બાહુકજી આ કાષ્ટ મેલ્યાં છે, અગ્નિ શળગાવો હું શામગ્રી લાવું છું.

બાહુકે કાષ્ટ ગોઠવી અગ્નિનું સ્મરણ કરી ફુંક મારી તેના સાથે કાષ્ટ સળગ્યાં.

**માધવિ**—જોયું કેશિની આ નળરાજા નહીં તો બીજું કોણ !

અંન ચુલા ઉપર ચઢાવ્યું તૈયાર થતાં હાથ વતી હલાવા માડયું. છતાં પોતે દાઝયા નહીં.

કેશિની તથા માધવિ દમયંતી પાસે આવી કહેવા લાગ્યાં આ સાહેબ એજ નળરાજા છે.

**દમયંતિ**—કેશિની આ બાળકોને બાહુક પાસે લઇજા.

બે બાળકને શણગારી તેડી લાવ્યાં, બાળકને જોતાં પોતાનાં નેત્ર શજળ થયાં, બાળકને પાંસે બોલાવા માડયાં એટલે બાળકો બ્હીને નાશવા લાગ્યાં.

**કેશિની**—બાહુકજી આ બાળકને જોઇ તમારા નેત્રમાં પાણી કેમ આવ્યાં ?

**બાહુક**—મારાં એવાંજ બે બાળકો હતાં, તે મને સાંભરતાં ખેદ થાય છે.

દાસીએ આવી દમયંતિને વાત કરી.

**દમયંતિ**—એજ પુણ્યશ્લોક ગુપ્ત વેશમાં છે, સતિ ઉઠી પિતાજી પાસે આવી કહેવા લાગ્યા; પીતાજી મને બાહુકના

ઉપર નળરાજા જેવો ભાસ થાય છે, આપની આજ્ઞા હોય તો પરિક્ષા કરૂં.

## ગીતી

**ભિમક—**

સુખે કરોને પરિક્ષા...કંઇ કરતા મળે ભાગ્ય આજ મારૂં
સતિ સુતા તું મા,રી...કંઇ કરતાં મળે નળરાજા ત્હારૂં

**દમયંતિ**—સખિ, બાહુકને આપણાં મહેલમાં તેડી લાવ, આડો ચક નાંખી સતિ માંહે બેઠાં.

**કેશિની**—બાહુકજી તમને હમારા દમયંતિ બાઇ મહેલમાં બોલાવે છે.

**બાહુક**—મારૂં શું કામ છે ? સ્ત્રીઓનો વિશ્વાસ કરવો યોગ્ય નથી, કદાચ મારા ઉપર મોહ પામી મારૂં બ્રહ્મચર્ય વ્રણ શાડે ત્યારે.

**કેશિની**—(મનમાં, શું રૂપવાન છે મોહ કેમ નહીં પામે) બાહુકજી માત્ર મળવાનેજ બોલાવે છે.

**બાહુક**—ચાલો ત્યારે આવું છું. દાસીની સાથે મહેલમાં આવ્યાં, ત્યાં આસન આપ્યું.

આ અંતર શાનો બાંધ્યો છે ? એમાં કોણ બેઠું છે ?

**કેશિની**—હમારા બાઇ દમયંતિ બેઠાં છે, કેમકે . પર પુરૂષનું મોઢું તે જોતાં નથી.

**બાહુક**—જ્યારે મન મળ્યું, અને મને તેડાવ્યો, પછી અંતર શાનો ? પડદો ઉઘાડી નાંખો નહી તો આ ઉઠીને ચાલ્યાં.

**દમયંતિ**—બેસો બેસો, બાહુકજી, આમ ઉતાવળાં શું થાઓ છો. પુરૂષોના હૃદય સદા કઠણ હોય છે જુઓ એક સ્ત્રીએ પોતાનાં સ્નેહી સગાં સહોદર સર્વ તજી એક નરની સંગતિ કરી પણ તે પુરૂષ તેનાં થયાં નહીં, અઘોર વનમાં તે સ્ત્રી સ્વામી સાથે શંકટ વેઠતી ગઇ, માર્ગમાં સંકટ પડતાં પોતાનું અડધું વસ્ત્ર ફાડીને આપ્યું, છતાં તે કઠણ હૃદયના

પુરૂષને દયા નહીં આવી, મધ્ય નિશાએ નિંદ્રામાં સુંદરી તજી,
કહો બાહુકજી, પુરૂષોના હૈયાં કેવાં કઠણ.

**બાહુક**—સતિ તમોએ કહ્યું તે ખરૂં પણ સ્ત્રીઓને પુરૂ
ષની ફીકર હોતી નથી, એક પુરૂષ સ્ત્રીને વિશ્વાસે, કેટલાએ
અપવાશો પોતાને થયા હતાં અને ત્રણ મત્સ મુશીબતે મેળ
વેલાં સ્ત્રીને સોંપી બીજા લેવા જતાં, પોતાના સ્વામીનું દુખ
નહીં સંભારતાં, પોતે એકલી ભક્ષ કરી ગઇ, કહો. સ્ત્રીઓના
હૃદય કઠણ નહીં ?

**દમયંતિ** ( મનમાં ) મારા નાથ વનાં આ વચનો કોણ
જાણે ? અંતર પટ ખસેડી સતિ બહાર આવી કહેવા લાગ્યાં
ગુપ્ત વેશમાં રહેલા પુણ્ય શ્લોક, તમો જુઠું બોલો તો, તાત
ની આણ છે. તમોજ નૈષદપતિ છો, બાહુક નામ ધરી આ
દુખી બાળાને શું કરવા છેતરો છો. કૃપા કરી સાચું કહો
તમો શું નળ રાજા નથી ?

**બાહુક**—સતિ, હુંજ તારો હીણ કરમી પતિ નળ રાજા
છઉં આવા કઢંગા વેશમાં તું મારી સાથે આવી શું કરીશ

**દમયંતિ**—નાથ મારે રૂપને શું કરવું છે ? કૃપા કરી
સાથે લ્યો, હું તમારી સેવા કદી ચુકીશ નહીં.

બાહુકે કર્કોટકનું ધ્યાન કરી આપેલાં વસ્ત્ર પહેર્યાં તેની
સાથેજ સત્યવાદી મહારાજા પુણ્ય શ્લોક પોતાના મુળ રૂપમાં
આવ્યા.

**દમયંતિ**—મારા પ્રાણ નાથ અત્યાર સુધી મને છેતરી ?
દોડી કંઠે વળગી પડયાં, બેહુના નેત્ર શજળ થયાં દાસીઓ
દોડી ભિમક રાજાને સમાચાર કહયાં, મહારાજ રૂતુપર્ણના
સારથી બાહુક નળ રૂપ પ્રગટ થયાં છે.

**સાંભળતાના** સાથે, ભિમક વજાવતિ, દમન, દંતુ, દુર્દ,
તથા સુદેવ આદી સઘળા દોડી આવી, નળરાજાને ભેટયા,
હર્ષના આસું સર્વને વહયાં.

રૂતુપર્ણ ઝાંખા થયાં, નળરાજા શન્મુખ આવી કહેવા લાગ્યાં,

**રૂતુપર્ણ—** **લાવણી**

કીધું કામ હૈયે ધરિ હામ...બહુ અવિચારી
બાહુક નીકળ્યા નળરાય...દશા શી મા,રી
એ પુણ્યશ્લોક મહારાજા...દાસ કરી સ્થાપ્યા.
મેં હીણુ કર્માંએ...બહુ અપમાનો આપ્યા
કરૂં હવે દેહની ધાત...જીવીશું કરવું
હાય ખાઇ વિષ આ ઠાર...માહયરે મરવું
દોડી આવ્યા નળરાય...કરો શું આજે
મુજ અંનદાતા છો તમો...રાખી મુજલાજે

**નળ—**સત્યવાદી રાજા આમ ખેદ શું કરવા કરો છો. ભાવી પદાર્થને કોઈ મિથ્યા કરી શકતું નથી, રાયને સાંત પાડી, દમનની પુત્રી સુલોચના રૂતુપર્ણ સાથે પરણાવી. આણંદથી વીદાય કર્યા.

નળરાજા સહુ પરિવાર સાથે લઇ નૈષદપુર જવા તૈયાર થયાં તે જોઈ.

**દમયંતિ—**નાથજી, ત્યાં જઇ આપણે શું કરીશું તમારા બંધુએ આપણુ સર્વ લુટી લીધું છે

**નળ—**સુંદરી એ લુંટેલું દ્રવ્ય એનાથી સુખે નહીં વપરાય કેમકે

**શ્લોક**

अन्यायोपार्जितंद्रव्यं....दशावर्षाणीतिष्टिति
प्राप्तेएकादशेवर्षे....समुलंचविनश्यति

અન્યાયથી મેળવેલું ધન દશ વર્ષ સુધી તો રહી શકે પણ અગિયારમું વર્ષ બેશતાં ન્યાયથી ધન બીજુ મેળવેલું હોય તે સહિત નાસ પામે છે.

માટે આપણે ત્યાં જઇ જોઇએ કે બંધુ શું કરે છે. કેટલુંક શૈન્ય સાથે લઇ પોતે નૈષદપુર તરફ વલ્યા નગ્રની ભાગળે આવતાં નળરાજા પધાર્યાની વધાઇ આખા દેશમાં ફેલાઇ તેના સાથે પુષ્કરનાં અંગમાંથી કળીનો અંશ નાઠો જેથી વૃત્તિ નીર્મળ થઇ બંધુ આવ્યા જાણી પોતાનું મુસ્તક નમાવતો શૈન્ય સહીત સરણે ચાલ્યો નળરાજા સામેથી પુષ્કરને આવતો જોઇ રથેથી નીચે ઉતર્યા.

**પુષ્કર—** નંદકુવર બંશીધર

જ્યેષ્ટ ભ્રાત મુજ અરજ સ્વિકારી બંધુ શિર કર સ્થાપોજી
દારૂણ દુખ દીધું મે મુરખે..આજ માફી મને આપોજી હે..એ
પવિત્ર પતિન ભ્રાંત તણા...મુજ માત સમા હું જાણુંજી
બહુ સંતાપ્યાં માંડી તમને...ખેદ હ્રદયમાં આણુંજી હે...એ

**દમયંતિ—**

દિયેર વીરા કુળના હીરા...તમ ઉપકાર હું માનુંજી
સત્ય બતાવા વખતજ આવ્યો...એ,માં ખોટું શાનુંજી હે...એ

**નળ—**

ઉઠો વીરા નગ્રમાં ચાલો...દુખ ધરો શિદ મનમાંજી
પૂર્વ પુન્યે સહુ પાછાં મળીયાં...ચિંતા ન કરો તનમાંજી હે...એ

પોતાના લઘુ બંધુની સાથે, નળરાજા આનંદ કરતા, નગ્રમાં આવી, પ્રભુ કૃપાથી અક્ષય રાજ્ય ભોગવ્યું દમયંતિ મહા આનંદ માનવા લાગ્યાં.

ધન્ય સતિ દમયંતિ, જેણે અપાર કષ્ટો સહન કરી સ્વામી સેવામાં હાજર રહેતાં પોતાની અખંડ કિર્તિ જગતમાં

સુકી ગયાં. પવિત્ર બાળાઓ, પતિવ્રત ધર્મથી અચળ સુખ દમયંતિને પાછાં પ્રાપ્ત થયાં, તો સુજ્ઞ મહિલાઓ સૂર્વ કાર્ય તજી પોતાના પ્રાણેશની મર્યાદામાં રહો જેથી દમયંતિ સમાન. ગુણવંતા જગમાં થવાશે, કીર્તિ ઉચરાશે પતિવ્રત ઉપર પ્રેમ રાખ્યાથી અનેક સુખ અવિચળ મળશે. તથાસ્તુ.

## સતિ દમયંતિ સમાપ્ત.



# સતિ સુકંન્યા



## ગીતી

ગણુનાયક વરદાયક, થઇ સ્હાયક સુખદાયક વિભુ મારા
ગ્રંથા રંભે સ્મરતાં સુર સમુદાયક સ્મરતાં પ્રભુ પ્યારા.

પુર્વે શર્યાતિ નામના ક્ષત્રી કુળ દિપક રાજનને, એક ર ત્ન સમાન, સર્વ ગુણ સંપન્ન એક સુકંન્યા નામની બાળકી હતી, રાજન એક સમયે પોતાના મંત્રિ વર્ગ સહિત, પાંસેનાં ઉપવનમાં ફરવા નીકલ્યા, બાળા સુકંન્યા પોતાની સહચરીઓ સાથે આનંદ કરતી ફરવા લાગી,

## દક્ષીણી સાખી

જાઇ જુઇ ચંપોને મોગરો, ગુલાબ કેવડો ખાસ
ભ્રમર ગુંજારા કરી રહયા છે, ઉડી રહી ખુબ વાસ
સુકંન્યા ફરતી. ધીમાં ડગલાં ભરતી.

બગીચામાં ફરતાં, અનેક પ્રકારના પુષ્પો ચુંટતાં, હાર ગજરા ગુંથતાં, આમ તેમ રમતમાં દોડ ધામ કરવા માંડી, ફરતાં ઉપવનની છેડે જઇ પહોંચ્યાં જ્યાં અનેક પ્રકારના પ સુ પક્ષીઓ ક્રીડા કરી રહયા છે, મેના પોપટો મધુરા સુર ઉ ચરી રહયા છે, એવાં રમ્યસ્થાનમાં ફરતી આવી, જ્યાં એક રાફડો પોતાની દ્રષ્ટિએ પડયો,

બાળચેષ્ટા કરતાં, રાફડામાં બે છિદ્રો પડેલાં છે જેમાં પતંગીયા જેવો ચળકાટ થઈ રહયો છે, એ શું હશે તે જો વાને કંન્યાનું મન ખેંચાયું

## ગીતી

શલી લીધી એક કરમાં, કરી ચેષ્ટા ખોશી છીદ્રો માંહે
રૂધીરની ધારા નીકળી, થઇ ઓસિયાળી સુકંન્યા ત્યાંહે

છિદ્રોમાંથી રૂધિર નીકળતું જોઇ, બાળા દોડતી પિતા પાંસે આવી કહેવા લાગી

**સુકંન્યા**—તાતજી, પેલો સામે રાફડો છે તેમાં એક નવા ઇ જેવું જણાય છે, બાપુ! એમાં બે છિદ્રો દેખાતાં હતાં, તેનો ચળકાટ **જોઇ** એમાં શું હશે તે જોવાની આસાએ મેં માંહે શળી **ખોશી**, તો અંદરથી કાંઇક અવાજ થયો તે તો મારાથી સમજાયું **નહીં**, પણ તેમાંથી રૂધિર નીકળે છે એ શું હશે?

**શર્યાતિ**—બેટી, તેં આ શું કર્યું!! એ રાફડામાં તો મહાત્મા ચ્યવન મુનિનું સ્થાન છે, તેનો કાંઇ અપરાધ તો થયો નથી? ચાલો આપણે જોઇએ કહીને રાજા ત્યાંથી સર્વ માણુસો સાથે રાફડા પાંસે આવ્યાં

અનુચરોને આજ્ઞા કરી રાફડો ઉકે લાવ્યો અને જોયું તો ઘણુંજ જીર્ણ શરીર થઇ ગયું છે, શરીરની ત્વચાઓ ખવાઇ ગઇ છે, નેત્રોમાંથી રૂધિર વહી રહ્યું છે એવા વૃદ્ધ રૂષિને જોઇ રાજા શ્રાપના ડરથી નીચો નમી પ્રણામ કરી પ્રાર્થના કરવા લાગ્યો,

### તાત શાને કરોછો, એ રાહ.

રૂષિ આજે નમિને કરૂં હું પ્રણામ,
આવી બાળા તમામ, કર્યું કુડું આ કામ
મન મારી• આપો આણે ઠામ.
રમતે ચડી ગમતે ભુલી, બાળ બુધ્ધિએ બગાડયું આમ
મંન મેહેર ધરો, હવે કૃપા કરો, છુટી ગઇ છે મારી
સહુ હામ.

છોરૂ કછોરૂ તો થાયે કદી દોષ ન ધરશો આ ઠામ.
બાળ જાણીને આમ, પુરીને મન કામ સદા આપ તણો
હું ગુલામ. રૂષિ

રૂષિજી, દયા કરો મારી બાળકીએ આપનો અપરાધ વિના કારણે કર્યો છે, બાળ બુધ્ધિએ રમત કરતાં ચેષ્ટા કરી, જેથી આપનાં નેત્રો ફુટયાં, આપ ક્રોધ કરશો નહીં,

**ચ્યવન**—રાજન–હું કદી ક્રોધ કરતોજ નથી, પણ મને ચિંતા થાય છે કે હવે મારૂં શું થશે વૃધ્ધાવસ્થામાં, મારાં નેત્રો ગયાં, હું અંધ થયો હવે મારાં જપ તપમાં ભંગાણ થયું, મારા દેહનું સાર્થક કરવા આ સ્થાનમાં રહી પ્રભુ સ્મરણ કરતો હતો તે અધુરૂં રહયું, હવે મારી ચાકરી કોણ કરશે ?

**શર્યાતિ**—મહાન મુનિ, આપની ચિંતા દુર કરો, હુ મારા રાજ્યનાં માણુસોને આપની સેવામાં રાખી આપનાં કષ્ટો દુર કરીશ, આપને જોઇતી વસ્તુઓ પુરી પાડીશ, પણ મારી બાળા ઉપર કોપ કરશો નહીં

**ચ્યવન**— **દક્ષીણી સાખી**

વપુ વૃધ્ધ છે મારૂં વનમાં, શું થાશે આ વાર.
ઇચ્છીત શેવા કોઇ કરે નહીં, વિણ પોતાની નાર.
કોણ કાર્ય કરે. પીડ માહેરી પર હરે

રાજન, મારૂં વયવૃદ્ધ છે, તે સમયમાં અન્યજનો મારી ઇચ્છિત સેવા કરી શકસે નહીં, આ વખ્તે તો પોતાની સ્ત્રી સીવાય કોઇ કામ આવે તેવું નથી, મારૂં કષ્ટ બીજાથી દુર નહીં થાય માટે જો તમારે મારા શ્રાપમાંથી બચવું હોય, મારૂં તપ, પુર્ણ કરવા દેવા તમારી વૃત્તિ હોય તો તમારી સુકંન્યાનું કંન્યાદાન મને આપો.

**શર્યાતિ**—( ખેદ પામતાં ) અરે ! આ હું શું સાંભળું છું, મારી કોમળ કંન્યા આ અંધ રૂષિને કેમ અપાય, મારી લાડ કડી પુત્રી અતિ લાડમાં ઉછરેલી આ જંગલમાં કેમ રહી શકે જેના ખાવા પીવા, ઓઢવા પહેરવા અનેક પદાર્થની જરૂર પડે, સખીઓ સાથ રમતાં, હાસ્ય વિનોદ કરતાં, પોતાના દિવસો જેણે ગાળેલા તે આવાં નિર્જન વનમાં કેમ રહી શકે આ કંન્યા રૂષિને હુંકદી અપાયજ નહીં એના લાયક પતિ મે ળવી તેનેજ આપવી જેથી મારી પુત્રીની જીંદગી સુખમાં જાય ( પ્રકાશ ) રૂષિજી વિચાર કરી આપને યોગ્ય ઉત્તર આપીશ કહીને રાજા ઉદાસ ચિન્તે રાજ્યમાં આવ્યાં.

મંત્રિ મંડળ ભેળું કરી, વૃદ્ધ પુરૂષોને બોલાવી, પોતાના પર અચાનક પડેલા શંકટનું વર્ણન કર્યું, કહો મંત્રિઓ આ કાર્યમાં આપની શી સલાહ છે ?

**મંત્રિ**—અંનદાતા, આ કાર્ય એવું સેહેલું નથી કે જેનો પ્રત્યુત્તર તરતજ આપી શકાય ! પણ આપણી વિદ્વા ન શકોમળ બાળકી અંધરૂષિને શી રીતે આપી શકાય. આ કાર્યમાં કાંઇ સમજણ પડતી નથી, જો કંન્યા નથી આપતાં તો રૂષિનો શ્રાપ થાય છે, કંન્યા આપીએ છીએ તો બાળકી દુખી થાય છે.

આવાં વીચારો મંડળ મળી કરી રહયા છે એવે સુકંન્યા પિતા પાંસે આવી બોલી.

**સુકંન્યા**—બાપુ, આજ ઉદાસ કેમ દેખાઓ છો ! શા વિચારમા છો ? રૂષિને આશ્રમેથી પાછાં ફર્યા પછી આપનું મન ચિંતાતુર જણાય છે, પણ બાપુ, હું શઘળું સમજી છું. એ મુનીનો અપરાધ મારાથી થયો છે, માટે આપ કૃપા કરી તેની સેવા કરવા મનેજ મોકલો તો સારૂં, મારા અપરાધને માટે આપનું કાંઇ ખોટું થાય તે ન થવું જોઈએ.

પિતાજી મારી ચિંતા આપ કરશો નહીં, પ્રાલબ્ધમાં લખેલું કોઇ મીથ્યા કરતું નથી, બીજાને દોષ દેવાથી આપણું કાર્ય કાંઇ સુધરતું નથી કેમકે

### શ્લોક.

पत्रंनैवयदाकरीरर्वाडपे दोषोवसंतस्यकिं
नोलुर्फोप्यवलोकमेयदी. दिवासुर्यस्यकिंदुषणम
वर्षानैवपतंतिचातक मुखेमेवस्यकिंदुषणम
यतपुर्वेविधिनाललाट लिखितंदैवस्यकिंदुषणं

વસંત રૂતુમાં સર્વ વનસ્પતિને નવાં પત્રો આવે છે, પણ કેડાના ઝાડને પત્ર આવતાં નથી તેમા વસંત રૂતુનો શો દોષ ?

સુર્યનો ઉદય થતા સઘળાંને સુજે છે અને ઘુવડ પક્ષી દીવશના દેખી શકતું નથી તેમાં સુર્યનો શો દોષ. ?

વળી વર્ષા રૂતુમાં જળથી પ્રાણી માત્ર તૃપ્ત થાય છે પણ ચાતક પક્ષીને ગળાંમાં છીદ્રો હોવાથી જળ પીવાતું નથી તેમાં વર્ષાનો દોષ શો ?

એમાં કોઇનો દોષ નથી આપણે જેવાં કર્મ કર્યા છે તેવુંજ ફળ ભોગવવાનું છે તો તેમાં દૈવને દોષ આપવો એ યોગ્ય નથી.

તાતજી, મારાં નશીબમાં એ મુનિની સેવા કરવી સરજીત હશે માટેજ મને આવી બુદ્ધિ સુજ પડી માટે મને આ કાર્યમાં ન રોકતાં રૂષિની સેવા કરવી સોંપો

**શર્યાતિ**—બેટી, આતું શું કહે છે, તું હજુ નાહાની છે, અંધ પતિને વર્યા પછી તારી જીંદગી કેવી રીતે જશે તેનો પુરો વીચાર કરવાની શક્તિ હજુ તારામાં નથી

**સુકન્યા**—તાતજી, રૂષિની સેવા કરવી એનાં જેવું ઉત્તમ બીજું શું છે ! આ શંશાર નાશવંત છે, તેમાં રહેવા કરતાં

એવા તપસ્વીઓની સેવા કરી જીંદગી પુરી કરવી એ સારૂં છે, બાપુ ! મારા નિર્વાહને માટે આપને ચિંતા થતી હોય તો તે કરવી ફોગટ છે કેમકે

શ્લોક

नाहारंचिंतयेतप्राज्ञो धर्ममेकंहिचिंतयेत
आहारोहिमनुष्याणां जन्मनासहजायते

બુધ્ધિવાન મનુષ્યે મારી આજીવીકા કેમ ચાલશે ? એનો વિચાર ન કરતાં પરમેશ્વરે મને મોટી કૃપા કરી મનુષ્ય દેહ આપ્યો છે, તેથી ઇશ્વર સંતોષ પામે એવી ભક્તિ મારાથી કયારે થશે તેનોજ વિચાર કરવો જોઇએ મનુષ્યનાં આહારને માટે તો જન્મથીજ પ્રભુએ યોજના કરી રાખી છે ?

બાપુ મારી રક્ષા પરમાત્મા કરશે આપ મને રૂષિની સેવા કરવા જવા દો.

**શર્યાતિ**—બેટી તારૂં જ્ઞાન જોઇ મારૂં હૃદય અંધ રૂષીની સેવા કરવા તને મોકલવા પાછું હઠે છે મને મારી ચિંતા નથી મારૂં થનાર હશે તે થશે પણ તારે માટે તો યોગ્ય પતિ મેળવી આપીશ

**સુકન્યા**—તાતજી, હું બીજા કોઇને વરનાર નથી, એ અંધ રૂષિજ મારા પતિ રૂપ છે એ એઓ સાથે રહેવાથી મારી જીંદગી સુખ રૂપ ગુજારીશ, સંસાર માત્ર સ્વાર્થનો છે, મને તેઓની સેવા કરવાથી પરોપકાર કરવાનો સમય મળશે, એ રૂષિ ઉપર મારો કદી અભાવ થશેજ નહીં. એઓને પરમેશ્વર રૂપ માની સેવા કરતાં મારો જન્મ સફળ થયો જાણીશ. મારો નિશ્ચય હવે ફેરવશો નહીં

બાપુ, આપ એને વૃધ્ધ જાણી મનમાં ખેદ કરી રહયા છો પણ તેવું નથી એ તો તપના બળથી પ્રભુ સ્તવન કરવામાં યુવાન છે, વલી એઓ અંધ નથી આ દુનિયામાં

ચર્મ ચક્ષુએ કરી સારા સાર વસ્તુઓ જોવાની તજી જ્ઞાન ચક્ષુઓ પોતાનાં ખોલી અભય સુખ મેળવવાનાં સાધન જોઇ રહયાં છે માટે મારૂં લગ્ન એ રૂષિજી સાથે કરો.

**શર્યાતિ—** ગીતી

ધન્ય ધન્ય કુંવરી તું નિતિ ધરી મન માંહે આવારે
વચન સુણીને તારાં હૃદય સાંતથયું મારૂં આ ઠારે
પ્રેમ થકી પરણાવું રૂષિ સંગાથે ઇચ્છિત વરધારી
પ્રેમે કરી પદ સેવા. મેળવ અક્ષય સુખતું આવારી

બેટી, તારો નિશ્ચય એજ છે તો, હુ તને રૂષિ સાથે પરણાવું છું, પોતાના મંત્રિ વર્ગને સાથે લઇ, રાજા ચ્યવન રૂષિના આશ્રમે આવી પ્રણામ કરી કહેવા લાગ્યા.

**નિરંજન.**

મુનિજી આપ વચન શીરધારી, સોંપું સેવામાં પુત્રિ મારી—મુનિ
સુખ ક્ષણિક છે સંસાર કેરું. દુખનો દરીયો ભારી
આપ સેવાથી તાપ ટળે સહુ, વાત એ મંન વીચારી...મુનિ
પુત્રિ થઇ ભાગ્યશાળી મારી, વરીઇચ્છિત વર આવારી
જન્મ સફળ થયો માહરો આજે, હું આપતણો ઉપકારી—મુનિ

રૂષિરાજ, આપના ચરણુની સેવા કરવા, મારી બાળા ભાગ્યશાળી થઇ, જેથી હું અતિ કૃતાર્થ થયો છું, માટે કૃપા કરી, વિધીવૃત કંન્યાદાન ગૃહણુ કરો.

રાજાએ અનેક પ્રકારનાં દાનો સહીત સુકંન્યાનું કંન્યાદાન ચ્યવન રૂષિને આપ્યું, રાજાએ દ્રવ્યાદિ આપવા માંડયું તે જોઇ

**ચ્યવન—** રાજન, મારે દ્રવ્યને શું કરવું છે, મારે તો માત્ર તપ કરી દેહનું સાર્થક કરવું છે તેમા તારી બાળા મને મદદ કરશે, જેથી હમારા બેઉનું કલ્યાણુ છે, પ્રભુ

તમારૂં ભલું કરો, રાજા શૈન્ય સહીત પાછો ફરવા વિચાર કરવા માંડયો એટલે સુકન્યા આવી તાનને કહેવા લાગી.

**સુકન્યા—**

**આનંદ છે. એ રાહ**

આનંદથી પિતાજી, આપ પધારીયે (૨)
કીધી મને ઉપકારી તો, આવારીયે—આનંદ
સ્વધર્મ પાળી મંન વાળી હું રહું
મલ્યું છે અચળ સુખ, તાત શું કહું—આનંદ
કીર્તિ થઇ મહિ મહીં, હે તાતજી
સેવા કરી કરીશ નાથની, થઈ સાંતજી—આનંદ
નવ ખેદ કરશો લેશ, બાપુ આ ઘડી
કૃતાર્થ કીધી, કાર્ય તો પુરૂં કરી—આનંદ

**શર્યાતિ**—પુત્રિ છે સ્યાણી. વાણી મીષ્ટતા હેરી
રહો સદા સુખી, આશીષ માહેરી
પતિ પ્રભુ ગણીને મંન વાળીયે
મહિલા ધરી મર્યાદ નિત્ય ચાલીયે—આનંદ

બેટી, સદા સુખી રહો, પરમાત્મા તમારૂં ભલું કરશે.

**સુકન્યા**—તાતજી, મારૂં કહ્યું માની આ વસ્ત્ર શણગારા દી આપ પાછા લઇ જાઓ મારે હવે શણગારની જરૂર નથી, મારા સ્વામી તપસવિ છે, તેઓના સાથે રહેવામાં આ અંલકારો કશા કામના નથી, હું પણ વનકુળ વસ્ત્ર ધારણું કરી તપસ્વીની થઇ પતિ સેવા કરવામાં તત્પર રહીશ, જેથી ત્રિલોકમાં આપની તેમજ મહારી સુકિર્તિ થશે, બાપુ, મારૂં શિયળ સાચવી, સતિઓની મર્યાદા જાણી પરલોકમાં અક્ષય સુખ મેળવવા, મારા પતિની સેવા કરી, વૃંદા રૂકિમણી, પાવર્તિ દયમંતી, આદી સતીઓએ પોતાનું શિયળ ભંગ થવા દીધું નથી, તેવીજ રીતે હું પતિવૃત ધર્મ પાળી, મારા પતિ ચ્યવન

ઋષિની સેવા કરીશ બાળાનાં આવાં મધુરા વચનો સાંભળી રાજા હર્ષાશ્રુ સહિત પુત્રિને મુસ્તકે હાથ મેલી આશીરવાદ દઇ સ્વજનો સાથે પુરમાં જૈવા તૈયારી કરી.

બાળાએ વલ્કલ વસ્ત્ર ધારણ કરી માતા પિતાની આજ્ઞા લઇ રૂષિની સેવામાં તત્પર થઇ.

(રાજા પોતાને આશ્રમે આવ્યાં.)

## દક્ષીણી સાખી

પ્રેમે પતિની સેવા કરતાં, દીન ગાળે નીરધારે
ઇચ્છિત વસ્તુ આપે સ્વામીને, મન રીઝવેતે ઠારે
મન ભાવ ધરી......સેવે સ્વામીને સુંદરી

પોતાના પતિને જોઇતી વસ્તુ તૈયાર કરવા, સ્વામીનાં પહેલાં પ્રાત કાળમાં ઉઠી, સ્નાન કરી, પુજા શામગ્રી એકઠી કરી, પતિને જગાડતી, સ્વામી દંત ધાવન કરી, સ્નાન કરી, જ્યારે સેવામાં બેસે ત્યારે આચમની, પંચપાત્ર, ત્રભાણ, ભસ્મ, જળપાત્ર, અગ્ની આદી લાવી સ્વામીની પાસે મુકતી સેવામાંથી પરવારતાં પહેલાં વનમાંથી વનફળ લાવી, સમારી ભોજનને માટે તૈયારી કરતી, રાત્રીએ શયનને માટે મૃગચર્મ, વ્યાઘ્રચર્મ પાથરી શય્યા તૈયાર કરી સ્વામીને પોઢાડી ચરણ તલાશતાં અનેક જ્ઞાનોની વાતો કરતાં, સ્વામીને સુખરૂપ નિદ્રામાં પોઢાડતી, આવા શદ્‌ગુણથી ચ્યવન મુનિ મહાં પ્રશંન થયાં, આવા સુખરૂપ દીવસો સુકંન્યા એ પતિ સેવામાં નિર્ગમન કરવા માંડયાં.

એક સમયે સુકંન્યા વનમાંથી પતિને માટે પુષ્પ, દર્ભ આદી લઈને ચાલી આવતી હતી, એવામાં અશ્વિનિકુમાર સામુંથી જતાં હતાં તેણે આ રૂપવતી બાળાને જોઇ, કોણ હશે એતું ધારી પાંસે આવ્યા અને પુછવા લાગ્યા.

**અશ્વિનિકુમાર**—અહો ભાગ્યવંતિ ભામિની સુખકર, તું કોણ છે? તારાં મૃગ સમાન નેત્રો, જોઈ મારૂં ચિત

આકર્શાયું છે, આગહન વનમાં, તું એકલી કેમ આવી છે? તારી શહચરીઓ શું તારાથી વિખુટી પડી ગઈ છે? બાળે વેશમાં વલ્કલ વસ્ત્ર શાકારણે ધારણ કર્યા છે?

### હાંરે સતિ સુંદરી એરાહ

હાંરે દીસે પ્રેમ મુરતિ ત્હારી,
ગુણીયાંલી શાણી બાળાતું—દીસે
મુરતી રૂપાળી ન્યાળી, પ્રેમે રહ્યોછું ભાળી
વા,વા કામણગારી—પ્રેમ
શરીર શોભાવધારી, રતિને લજ્જાવનારી
કામને જગાવે વારી,
પ્રિતી ઉપજાવનારી રિતી નીતિ જાણનારી
મનને લોભાવનારી—પ્રેમ

બાળા, તું કોણ છે? તારૂં સ્વરૂપ ખરેખર રતિ રાણીને લજ્જાવેતેવું છે, તું કોઈ મહાન રાજ્યમાં મહારાણી થવાને યોગ્ય છે, તારાં કોમળ ચરણોથી પૃથ્વીપર તને ચાલતી જોઇ, મારાં મનને ખેદ થાય છે, તું દાસદાસીયો સાથે રહી અપાર સુખ ભોગવવા યોગ્ય તારો દેહ છતાં આમ શું કરવા વનમાં રખંડી રહી છે? તું કોઈ રાજ કંન્યા છે? અપ્સરા છે? ધન્ય છે તારાં માતપિતાને કે જેને ઘેર આવી રત્ન સમાન દીકરી છે,

તારાં સાથે વરનાર પુરૂષનું ધન્ય ભાગ્ય સમજું છું, સુંદરી! તારૂં વૃતાંત સાંભળવાં હું આતુર છઉં માટે સત્ય હકીકત શું છે તે, મને જણાવ.

**સુકંન્યા—**મહારાજ, હું શર્યાતિ રાજાની કંન્યા છઉં પરમપુજ્ય મહાત્મા ચ્યવન રૂષિ મારા પતિ છે, મારા પિતાજીએ તેઓની સાથે મારૂં લગ્ન કર્યું છે મારા પતિ વૃદ્ધ અને અંધ છે, તેની સેવા કરવા આ વનમાં હું રહી છું.

**અશ્વિનિકુમાર**—અયી લલતા, તારૂં વૃતાંત સાંભળી મારૂં મન વ્યાકુળ થાય છે સુકુમારિ, કયાં તારૂં ગૌર ગાત્ર અને કયાં ચ્યવન રૂષિ, તારાં તાતે આવાં રૂષિ સાથે કંન્યા-દાન આપતાં વીચાર ન કર્યો ?

બાળા, હમારૂં કહ્યું માની તું સાથે ચાલ, તને અપાર સુખ આપીશું અનેક વૈભવ ભોગવવા મેલી આવાં અંધપતિ-ની સેવા કરવી કેમ સારી લાગે છે.

**સુકંન્યા**— મનેશાહાયકરશે

નહીં વેણોવદો અવિચારીરે, જરા સમજી ખશોને આવારી
મતિ તમારી, લાગે છે વિકારી મને વાગે હૃદયે કટારી—નહીં
સતિપતિને વિસારે કદી, થાયે જગે નિંદાતેની ભારી
વૈભવોને ચાહું નહી, મારો ધર્મ નથી ચુકનારી —નહીં
લોભે લજ્ઞચાયે તે લલના જુદી દુરખસી કરો ઉપકારી
વિનતિ ધારી વામાનીઉર, રોકો નહી પરનારી—નહીં

મહાત્માં આપના મોઢેથી આવાં વચનો નીકલતાં જોઇ મને ખેદ થાય છે, આપ સર્વ દેવોમાં માન્યવંતા સુર્ય પુત્રછો તેજ સુર્ય હમણાં પ્રત્યક્ષ છે, આપ મને બીજી કુલટા સ્ત્રીઓ જેવી જાણશો નહીં, હું સંસાર સુખને તુચ્છ શમજુ છું, મારાં ભાગ્ય વડે કરી મને જેપતિ મલ્યા છે તેણેથીજ હું સંતોષ માનું છું અવર પુરૂષો રૂપવાન ગુણવાન, દ્રવ્યવાન, હોયતો તે મારે શું અર્થના છે, મારે તો મારા ચ્યવન રૂષિ શિવાય કોઇની સેવા કરવી નથી, આપ સદગુણી થઇ આવાં વચનો ઉચરોછોતે આપને ઘટતું નથી, તમો સતિઓના પતિવૃત ધર્મને જાણતા હોય એવું લાગતું નથી, આપ અહીંથી દુર ચાલ્યા જાઓ હવે એક પણ વચન ઉચરશોતો

**અશ્વિનિકુમાર**—ધન્યપતિવ્રતા, માત્ર હમે તારી પરિક્ષા જોવા સારૂજ આવ્યા હતા, તારો ટેક અચળ છે, તે જોઇ હમો પ્રશંન થયાં છીએ તારૂં સત્ય અવિચળ રહો, હમે તારાં પતિને યૌવન વપુ આપી નેત્રે દેખતાં કરીશું, હમો દેવતાઓના વૈદ્ય છીએ.

અશ્વિનિકુમારના આવાં વચન શાંભળી, બાળા પોતાના પતિ પાંસે આવ્યાં, સ્વામીને વૃતાંત કહેવા લાગ્યાં.

## ગીતી

સુર્યપુત્ર આ વનમાં, આવ્યા છે ફરતાં આણે ઠારે,<br>આજ્ઞા હોય તમારી, લાવું તેહને આશ્રમ મોઝારે.

**સુકંન્યા**—નાથજી, સુર્યપુત્ર અશ્વિનિકુમાર આપણા ઉપ વનમાં ફરતાં આવી પહોંચ્યા છે તે આપને નેત્ર રોગ મટાડવા કહે છે જો આપની આજ્ઞા હોય તો તેડી લાવું.

**ચ્યવન**—સુંદરી, સુંખ. રૂપ તે લોકને આપણા સ્થાનમાં તેડી લાવી સત્કાર કર પતિની આજ્ઞા મળવાથી વૈદ્ય રાજને તેડી લાવી યોગ્ય આસંન આપી બેસાડયાં.

**અશ્વિનિકુમાર**—રૂષિજી, આપ કષ્ટવાન જણાઓ છો, હમો આપને ઔષધિ આપીએ તે ગ્રહણ કરો તો આપના રોગથી મુક્ત થશો,

ચ્યવન રૂષિને વૈદ્યરાજે ઔષધિ ખવરાવી, જેથી વૃદ્ધવપુ બદલાઇ જઇ, નવયૌવન શરીર પ્રાપ્ત થયું, અંધાપો દુર થયો

**ચ્યવન**—ધન્ય ભાગ્ય મારૂં, આપના ચરણના પ્રશાદથી હું નિરોગી થઇ યૌવન શરીર પામ્યો છું, આપનો મારા ઉપર અગાધ ઉપકાર થયો છે, તેનાં બદલામાં આપ મારી પાસે કંઇ માંગો.

**અશ્વિનિકુમાર**—રૂષિજી આપનાં પાંસે હમો શું માગીયે, પણુ હમારે દેવ પંગતીમાં બેશી સોમ પાન કરવાની ઇચ્છા છે,

## ગીતી

યજ્ઞ કર્યો બ્રંહ્માએ, મેરૂ પર સહુ દેવ મળી જ્યારે
વૈધપણું ધિક્કારી, સોમ પાન નવ આપ્યું તે ઠારે.
મહારાજ આપનાથી બને તો આંટલું કાર્ય હમારૂં કરો.

**ચ્યવન**—વૈધરાજ આપતું કાર્ય હું સમય આવતાં નિશ્ચય કરીશ. રૂષિની આજ્ઞા લઇ અશ્વિનિકુમાર સ્વર્ગમાં ચાલ્યા ગયાં.

સતિ શુકંન્યા પોતાના પતિને જોઇ અત્યાનંદ માની સેવા કરવા લાંગ્યા એક વખતે રાજા શર્યાતિ પોતાની પુત્રિની ભાળ લેવા રૂષિ આશ્રમ તરફ ચાલ્યા આવે છે,

દુરથી પોતાની બાળાને યૌવન વપુનાં મુનિ સાથે ગેઠેલી જોઇ રાજાનાં મનમાં અનેકતર્ક થવા લાગ્યાં, અરે આ મુનિ કોણુ હશે! મારી પુત્રિ એનાં સાથે કેમ વાતો કરતી હશે! અનેક વિમાસણુ કરતાં પર્ણ કુટી પાસે આવ્યા, પિતાને આવ્યા જાણી સુકંન્યા દુર ખસી ગઇ.

**સુકન્યા**—પિતાજી આપના આશીરવાદથી મારા પતિને અશ્વિનિકુમાર વૈધરાજે ઔષધિ આપી નેત્ર રોગ દુર કરી નવિન વપુ કર્યું છે, તાતજી મારી ચિંતા હવે આપ લેશ પણુ કરશો નહીં પ્રભુ કૃપાથી મારાં શઘળાં કાર્ય સિદ્ધ થયાં છે.

પુત્રિનાં આવા વચન સાંભળી રાજા હર્ષ પામી ચ્યવન રૂષિના ચરણુંમાં પડયો.

**ચ્યવન**—રાજન, તમારૂં દિર્ઘાયુ થાવ મને અનેક સંકટમાંથી મુકત કરાવનાર આ તમારી બાળા છે, એના સતિત્વના બળથી વૈધરાજ પ્રસન્ન થયાં અને મારૂં દુખ દુર કીધું મેં અશ્વિનિકુમારને દેવો સાથે સોમપાન કરાવા વચન આપ્યું છે માટે તમો એક યજ્ઞ કરો, જેમાં સહુ દેવને તેડાવી મને ઉપકારના કરનાર વૈધરાજને સોમપાન કરાવું

**શર્યાતિ**—મહાત્મા આપનાં વચનને શીર માન્ય કરૂં છું રાજ્યમાં આવી યજ્ઞ સામગ્રી તૈયાર કરી મહાત્મા ચ્યવન રૂષિને તેડાવી યજ્ઞારંભ કર્યો, સર્વે દેવોને બોલાવી પોતાના તપોબળથી સર્વેનું મન સાંત કરી અશ્વિનિકુમાર વૈધરાજ ને સોમપાન કરાવ્યું

સુકંન્યાનું પતિવ્રત જોઈ દેવ મંડળી આનંદ પામવા લાગ્યા. યજ્ઞ પુર્ણ થતાં સર્વે પોતાને સ્થાને ગયા.

ધન્ય છે દ્રઢ નિશ્ચયી સુકંન્યાને, પોતાના પતિઅંધ છતાં તેનાં પર કશો અભાવ ન કરતાં તનમનથી સેવા કરી પતિને પરમેશ્વર રૂપ માન્યા જે સત્યના પ્રતાપથી પોતાના સ્વામી વૃદ્ધ અને અંધ હતાં તેઓ પાછું નવ યોવન શરીરપામ્યાં, અને અક્ષય સુખ સ્વામી સાથે ભોગવ્યું.

વિનયી વનિતાઓ, પોતાના પ્રારબ્ધના યોગે કરી જે પતિ મલ્યો તે કુરૂપ હોય, રોગી હોય તથાપિ તેનાપર અભાવ ન કરતાં પોતાના શિયળનું રક્ષણ કરનાર બાળાને અંતમાં પુર્ણ સુખ મળે છે એટલુંજ નહીં પણ જન મંડળમાં તેની કીર્તિ ઉચરાય છે. સુકંન્યા સમાન માન્યને યોગ્ય થવાય છે,

## સતિ સુકન્યા સમાપ્ત.



# સતિ ઉષા

---

## ગીતી

શંભુ સુત સમરૂં હું. પાયે નમું કરજોડી પ્રભુ મારા
ગ્રંથા રંભે સ્મરતાં. શુભમતિ પ્રેરો નાથજી આવારા.

શ્રોણિત પુરમાં બાણાસુર નામનો રાજા રાજ્ય કરતો હ-
તો, પણ પોતાને દિગ્વીજય કરી, પૃથ્વીમાં પ્રચંડ બળિષ્ટ
કહેવડાવવાની ઇચ્છા થઇ, એક શમય પોતાના ગુરૂ શુક્રાચાર્ય
ને બોલાવી પુછયું.

**બાણાસુર**—ગુરૂજી, આ દુનિયામાં કયા દેવની આરા
ધના કરવાથી, પોતાનું કાર્ય સિધ્ધ થાય ? સૃષ્ટિમાં જન્મ
લઈ જે મનુષ્ય કોઇ પ્રકારે ઓળખાયો નહીં, તો તેનું જીવિ
ત વૃથા છે. મારો વિચાર આખા ભુમંડળને તાબે કરી, શક
ળ શિરોમણી રાજાઓના મુસ્તક મારાં બળથી નિચાં નમાવા
ચાહું છું.

**શુક્ર**—યશસ્વી રાજન, તારી ઇચ્છા પાર પાડનાર, શંક
ર શિવાય બીજું કોઇ નથી. એ ભોળા છે, કદાચ દયા કરે
તો, તારૂં ધારેલું કાર્ય નિશંક પાર પડે.

ગુરૂનું વચન સાંભળી, રાજ્ય પદ પ્રધાનને સોંપી, ગંગા
કિનારે શંકરનું તપ કરવા નીકળી ગયો, દ્રઢ વિશ્વાશ શંકરના
ઉપર રાખી, મહા કષ્ટ વેઠી, દેહ દમન કરવા લાગ્યો, કેટલોક
સમય વ્યતિત થતાં, જ્ઞાન દ્રષ્ટિએ શંકર પરમાત્માં, અસુરનાં
તપના પ્રભાવે પ્રશન થઇ તાત્કાળ ઉભા થયાં

**ઉમિયા**—ભોલા, આમ એકદમ ઉઠી કયાં પધારો છો

## ઢક્ષીણી સાખી

બાણુા સુર એક ભકત છે મારો. ધ્યાન ધરે છે મારૂં
કાયા કાષ્ટવત કરી છે તેણે. જઇને કષ્ટ સંહારૂં
દાસ કરી સ્થાપું. વરદાન જઇ આપું

ઉમિયા સહિત શંકર નંદીપર સ્વારી કરી, બાણાસુર જ્યાં તપ કરે છે ત્યાં આવી પહોંચ્યા, બાણાસુર ની શ્રધ્ધા, અને ભક્તિ જોઇ શંકરે પ્રશંન થઇ મુસ્તકે હાથ મેલ્યો.

## ગીતી

જાગ બેટાસત્વરતું. માગ માગ સુખ પ્રશંન છુ આ વારી
નેત્ર ખોલીયાંરાગે. મહાભાગ્ય દીઠા છે ત્રિપુરારી
બાણાસુરે સાષ્ટાંગ દંડવ નમસ્કાર શંકર ચર્ણુમાં કર્યા.

**શંકર**—ઉઠ રાજન તારી શી ઇચ્છા છે? માગ, તને અભય વરદાન આપીશ

## હે દેવા તું દાતાર એ રાહ.

**બાણાસુર**—શિવશંકર છો, સુખકાર

વિશ્વવંદ્ય આખિ લેશ મુરારી, પ્રણુતપાલ નમું હે ત્રિપુરારી.
તમ ચરણે અરપું હું તનમન. કરો કાર્ય સહુ પાર. શિવ.
અરજ કરૂં શિશ નામી આજે, ચરણ શરણ ભય હરવા કાજે
મયા કરો નમું હું કરી વંદન હરનિશ કરો જયકાર. શિવ.

**બાણાસુર**—શંકરા, ખરેખર જો મારા ઉપર આપ રીઝયા હો તો મને એક શહસ્ર ભુજ આપો

**શંકર**—તથાસ્તુ, તને હજાર હાથ થશે, તેના સાથે, આ એક નાગપાષનું બાણ તારી પાંસે રાખ તારા વિજયમાં મદદ કરશે. શંકર અંતરધ્યાન થયાં

વરદાન મળતાં વૃક્ષોને જેમ ડાળીઓ ફુટે તેમ બાણાસુર ને હજાર હાથ ફુટયાં, મદોન્મત થઈ પોતાના નગ્રમાં આવી, રાજ્યપર બેઠો, દેશીદેશના રાણાઓ ઉપર ચડત કરી લડત કરવા માંડી, સર્વત્ર રાજા શરણુ થયાં, દેવતાઓને મહા કષ્ટ આપવા માંડયું.

ભુમંડળમાં, બાણાસુરની હાક વાગી, દેવો ડરવા લાગ્યા આ યોધ્ધો શું કરશે

**નારદ**—દેવતાઓ તમો શું કરવા ગભરાઓ છો, હું એના હજારે હાથ છેદાઇ જાય એવો ઉપાય રચું છું નારદજી દેવ સભામાંથી નીકળી, બાણા સુરને ત્યાં આવતાં સન્માન આપી બેસાડયા.

**બાણાસુર**—રૂશીજી કાંઇ નવા જુની સમાચાર લાવ્યા છો? મારા સાથે લડે એવો શબળ યોધ્ધો કોઇ નજરે પડયો છે?

**નારદ**—રાજન બીજું તો હમણા કાંઇ નથી પણ કૈલાશમાં તમારે માટે શંકર પાર્વતિને રાઢ મચી રહી છે, ઉમિયા, શંકરે તમને હજાર હાથ આપ્યા, તેથી કહે છે કે, સ્વામી હવે બાણાસુર તમારી સામા કદી લડવા આવશે ત્યારે? શંકરે કહયુ કે આવે શું, અને કદી આવે તો માથું કાપી નાખું બાણાસુર તું આવો બળવાન અને તારી પછાડી આવી વાતો થઇ રહેલી છે.

**બાણાસુર**— દક્ષીણી સાખી

વચન સુણીને ક્રોધે ભરાયો. અંધ બન્યો તજી સર્મ
ગુણ ઉપર અવગુણ કરવો તે, જાણું મારો ધર્મ
ઉઠયો અનાડી. લાવું ઉમિયા ઉપાડી.

નારદજી મારાં બળ આગળ શંકર શા હીસાબમાં છે, એ મને શું મારશે. કૈલાશના મુળીયાં ઉખેડી નાખું.

**નારદ**—ધન્ય રાજા પ્રાક્રમિને શા ભાર છે.

બાણાસુર ક્રોધા વેશમાં શૈન્ય લઈ કૈલાશપર ચડત કરી, નંદી ભૃંગી દોડતાં આવી શંકરને કહેવા લાગ્યાં, મહારાજ કોઇ શબળ શૈન્ય કૈલાશપર ચડી આવે છે.

**શંકર**—ગભરાઓ નહીં એ તો મારો ભક્ત છે.

**ઉમિયા**—ત્યારે એ કોણ છે ?

**શંકર**—સતિ જેને હજાર હાથ આપ્યા હતા તે બાણાસુર છે.

**ઉમિયા**—ધન્ય તમારા ભક્તને અને સાથે તમોને પણ નાથજી આંગણામાં બાવળનું ઝાડ રોપીયે તો કોઈ દીવસ આપણનેજ કાંટો વાગે છે. સર્પને દુધ પાઇને ઉછેરવાથી કોઇ દીવશ આપણને કરડે છે. આવાં અનેક અસુરોને તમે વરદાન આપ્યાં, અને તે તમારા સામુંજ થયા છે. એથી વરદાન આપો નહી તો કેવું સારૂં.

**શંકર**—સતિ એતો આપણાં છોકરાં કહેવાય, માબાપ આગળ લાડ કરે નહી તો પછી એ છોકરાંઓના કોડ કોણ પુરા કરે ?

શંકર ઉઠી બાણાસુરની પાસે આવી કહેવા લાગ્યા, ધન્ય છે બેટા તારા બળને, બોલ તારી શી ઇચ્છા છે ? કહે તો ઈંદ્રાશન આપું, કહેતો કુબેરના સર્વ ભંડાર તારે સ્વાધીન કરૂં. કહે તો મારૂં કૈલાશ આપી મારા શરખો બનાવું, તારી ઇચ્છા હોય તે માગ.

**બાણાસુર**—શંકરા હવે તો શું માગું. મારા બાહુના પ્રચંડ બળથી સઘળી વસ્તુ મેળવવી સહેલી છે. પણ મારા સામું

કોઇ લડતું નથી, મારા અંગનું બળ કયાં બતાવું, માટે હવેનો આપ મારા સાથે યુધ કરો, એટલુંજ માંગુછું

**શંકર**—તારા હજાર હાથમાં બળ માંતું નથી તો તે છેદન કરનાર મળશે.

**બાણાસુર**—કયારે મળશે મને કેમ ખબર પડે?

**શંકર**—લે આ ધજા લઇજા, એ ભાગી પડે એટલે જાણજે કે તારા હાથ છેદનાર આવ્યો છે ધજા લાવી સભામાં બાંધી નીત્ય પ્રાતકાળમાં તેનાસામું જોવા માડયું હજુ ભાગી નહી કયારે ભાગશે, લડનાર કયારે મળશે? અસુરે પૃથ્વીમાં, અનેક દોષિત કાર્ય કરવા માંડયા, પાપાચાર પુણું પ્રસર્યો, પૃથ્વીપર પાપરૂપી બોજો વધ્યો,

પૃથ્વી મહા કષ્ટ પામતાં પૃજાપતિ પાંસે આવ્યાં,

## દક્ષીણી સાખી

પૃથ્વી આવી પ્રજાપતિ પાસે. લાગી છે કરગરવા
અસુર વૃંદ બહુ કષ્ટો આપે. કૃપા કરો તેહરવા
હું શિરનામું. મારૂં દુખ કહાં વામું

પ્રજાપતિ પૃથ્વીને લઇ, ગૌલોકમાં આવી, શચ્ચિદાનંદને નમસ્કાર કરી, પૃથ્વીની હકીકત કહી, દેવ સભા ભેળી થઇ વિચાર કરવા માંડયો,

**ગૌલોકપતિ**—જ્યાં સુધી આપણે પૃથ્વીપર અવતાર ધરીસું નહીં, ત્યાં સુધી ધર્મનું સ્થાપન કદી થનાર નથી, માટે કસ્યપ રૂશી આપ વસુદેવ થાઓ, અદિતી તમો દેવકીજી થાઓ, કામ દેવ તમો પ્રદુમાન સ્વરૂપે થાઓ, શેષ

માહારાજ આપ બળીભદ્ર થાઓ, હું કૃષ્ણ સ્વરૂપે થાઉં છું, બ્રંહ્માજી આપ અનિરૂદ્ધ થાઓ, શરસ્વતી આપ ઓખારૂપ થઈ શધળાનું કાર્ય કરવા અગ્રણી થાઓ. અનિરૂદ્ધ સાથે આપને વરતાં, બાણુાસુરના સમુહનો નાસ કરવાનો સમય આવશે, વિધાતાં, તમો ચિત્ર લેહા થઇ, અસુર કુળનિકંદન કરાવા ઉષાને સાહ્ય કરો, અને અનીરૂદ્ધ સાથે વસવા મદદ કરો. સઘળાં એકમત થઇ પાતાળમાં, વિધાતાને બાળરૂપ બનાવી, બાણાસુર પોતાના પિતા બળીરાજાના ચર્ણ પુજવા નિત્ય આવતો હતો, ત્યાં આજ શવળા દેવ પ્રશંન થઇ રાયને વિધાતા રૂપ બાળકી ભેટ આપી.

**કૌભાંડ**—અંનદાતા આપુત્રિ કૃપા કરી મને આપો તો કન્યાદાન દઇ કૃતાર્થ થાઉં.

**બાણાસુર**—પ્રધાનજી આ વનમાં હું એને મુકી જાઉં છું, ત્યાંથી કાલે આવી તમો લઇ જજો વનમાં ચિત્ર લેહા એકલી પડતાં પ્રભુનુ સ્મરણ કરવા માંડયું. હરી પ્રગટ થયા.

**ચિત્રલેહા**—મહારાજ મને ત્રિકાળ જ્ઞાન આપો, સર્વ સ્થળે જવાની સત્તા આપો, પ્રભુએ તેને જ્ઞાન આપ્યું, પાંખો આપી, બીજે દીવશે બાળાને કૌભાંડ પોતાને ત્યાં લાવી પુત્રિ રૂપ માનવા લાગ્યો.

કૈલાશમાં એક વેળા શિવે કામ આરંભ્યો, જેને કેટલોક સમય વ્યતિત થતાં, દેવતાઓ ડરવા લાગ્યા, શિવજીના અતુલિત કામથી કેવો બળવાન પુત્ર ઉત્પન્ન થશે ? એવું વિચારી દેવો એ ઉમાને શ્રાપ આપ્યો, કે તમારી કુક્ષે સંતાન થશે નહીં, ઉમાએ જાણતાં, દેવોને શ્રાપ આપ્યો કે તમારી લેત્રિ

સ ક્રોડથી વધારે સંખ્યા થશે નહીં. ઉમીયાજી ખેદ પામી હસ્તીણીનુ સ્વરૂપ લઇ, શંકર સાથે કામ આરંભ્યો, જેથી એક સંતાન હાથી રૂપે ઉત્પન્ન થયો,

**ઉમિયા**—ભોળા આ આપણું સંતાન, એને દુનીયામાં કોંણુ માનશે ?

**શંકર**—સુંદરી એનું મુસ્તક સચરાચરમાં પુંજાશે, કહીને શંકર તપ કરવા જવા લાગ્યાં, એટલે ઉમિયાએ આવી શંકર ને રોકી કહેવાં લાગ્યાં.

**ઉમિયા**— ગીતી

તમ શંગે વરવામાં. વૃથા ગયો છે મારો જન્મારો
નિશ દીન જંગલ જાવું. દીઠો ન કદીએ સુખ તણો વારો

ભોળા આપ વલી પાછા વનમાં જાઓ છો ? મારે શું સુખ જોઇને ઠરવું. એક દીવશ સુખેથી સાથે બેસવા વારો આવ્યો નહીં, ન કોઇ સારાં સાથે મિત્રાઇ કે તે કોઇ આપણે ત્યાં આવે, નહીં કંઇ સારાં વસ્ત્ર શણુગાર, નહીં સારાં રાજ્ય મહેલ, ભોળા, આખિ દુનિયાથી ઉલટું તમારી પાંસે છે. લોકને રહેવા રંગ મહેલ ત્યારે તમારે સ્મશાન, લોકને જમવા મિષ્ટાંન ત્યારે તમારે ભિક્ષાન્ન અવરજનો હાથી ઘોડા સુખ પાલે કરે રંગરેલ, ત્યારે તમારે વાહનમાં બુઢો બેલ, અવરને હીરા માણેક સુવર્ણના ઘરેણાં, ત્યારે તમારે કંઠે વિષધરની ફેણાં, અવરને પહેરવાં વસ્ત્રાદી નવરંગ ચીર, ત્યારે તમારે ભષ્મથી વિભુષિત શરીર, નાથજી તમારી સંગે વરીને હું જગતમાં વાંઝણી કહેવાઇ, ભોળા હવે તો એક સંતાન આપી મારી ઇચ્છાપુર્ણ કરો.

**શંકર**—ઉમિયાજી, મારે નિરમળ જોગીને પરિવાર શો? છતાં તમારે સંતાનની ઇચ્છા હોય તો, મારી પાસે શું યાચો છો ? તમો આદ્યશક્તિ છો, તમારી માયાથી સંતાન પ્રગટ કરજો, આવું કહી સદા શિવ તપ કરવા ચાલ્યા ગયા,

ઉમિયાજી એકલાં પડતાં, પોતાને મરજન કરવાની ઇચ્છા થઇ, દક્ષણ અંગથી મેલ ઉતારી સક્તિએ માયાથી, અણઘડ સ્વરૂપ બાળકનું બનાવ્યું, જેને ચાર હાથ, અનેક શણગાર, સર્પો પવિત, કમંડલું આદી પાત્ર, મોદીકનું નવેદ, આપી દ્વારની પાંસે બેશાડયું, સજીવન મુર્તિ કરી, સ્થાપ્યા, સતિ વિચાર કરવા લાગ્યાં, આ બાળક એકલો છે, તેની સાથે જોડ હોય તો ઠીક બે જણાં વાતો કરતાં, રમતાં, બેશી રહેશે, એવું ધારી, વામ અંગેથી મેલ ઉતારી કંન્યા રૂપ બનાવી સજીવન કરી, અનેક શણગારો પહેરાવી, ભાઇ બેનને રમવાને રમકડાં આપી ઉમિયા બોલ્યાં,

**ઉમિયા**—મારાં વ્હાલાં બાળકો, તમો દ્વાર આગળ રમજો, હું ઘરમાં સ્નાન કરવા જાઉં છું કોઇ આવે તો તેને ઘરમાં આવવા દેશો નહીં, ઉમિયાજી સ્નાન શામગ્રી તૈયાર કરી, શરીરે તેલ ફુલેલ બાવનાચંદનાદી મરદન કરી વસ્ત્ર તજી સ્નાન કરવાં બેઠાં.

અંતરિક્ષથી નારદજી જતાં, કૈલાશ દ્વારે બે બાળકો ઉમિયાજીનાં બેઠેલાં દેખી, વિચાર કરવા લાગ્યાં, લાવ શંકરને ભંભેરી ઉમિયા સાથે જરા લઢાવું.

### છપ્પો

પાવક કો જળબુંદ નિવારણ...સુર્ય તાપ કો છત્ર કીયોહે
વ્યાધી કુવૈદ તુરીકુંહી ચાબુક...ચોપગાંકું વૃક્ષ દંડ દીયોહે

હાથિ માવધ અંકુશ દીયો. ભુત પ્રેતકો મંત્ર કીયોહે
કહે સુખદેવ સબીકો ઔષધ. સ્વભાવકો ઔષધ નાહીં કાયોહે

લડાઇ ખોરીયો નારદજી ત્યાંથી નીકળી, શંકર તપમાં બેઠા છે ત્યાં આવ્યા,

**નારદ**—જય ડિગંબર, મહારાજ

**શંકર**—આવો આવો બ્રંહ્મ પુત્ર આજ તમારા પગલાં અહીંઆં કયાંથી !

**નારદ**—ભોળા આપને મળવા આવ્યો, પણ ઘરની શી ખબર છે?

**શંકર**—નારદજી, માત્ર મને તો તપ વહાલું છે ઘેર શું થાય છે તેની હાલ કંઇ ખબર નથી,

**નારદ**—ઠીક ઠીક તમે તપ કર્યા કરો, ઘેર પરિવાર વધ્યા કરશે.

**શંકર**—નારદજી આવું કેમ બોલો છો ?

**નારદ**—અરે તમારે ઘેર ઉમિયાએ ઉત્પાત માંડયો છે, તમો અહીંછો અને ત્યાં બે સંતાન ઉત્પન થયા છે, થોડાં વરશ આમ જશેતો છોકરાંથી આખું કૈલાશ ભરાશે.

શંકર ક્રોધમાં આવી તપમાંથી ઉઠી, કૈલાશ ભણી ચાલ્યા, ઘરનીને દ્વારમાં પેસવા જતાં બાળકે ઉઠી ખાલ્યાં,

**બાળક**—અલ્યા જોગટા ઉભો રહે, કોના ઘરમાં ચાલ્યો જાય છે? જોગી થયો છે અને બુદ્ધિ કેમ બગાડી છે?

ભિક્ષા માગવા આવ્યો હોય તો. બારણે ઉભો રહે, શું ચોરી કરવા આવ્યો છે? દુરજા હમણા મારા માતાજી સ્નાન કરવા બેઠાં છે, જા, પછી આવજે,

**શંકર**—છોકરા દુર રહે નહી તો તારૂં મોત થશે.

**બાળક**—હે શું તુ મોત કરશે? આવીજા ત્યારે. ફરશી લઇ જોગીના સામું ઉગામી, શંકરને મહા ક્રોધ ચડયો

માંહો માંહે સંગ્રામ કરતાં કપાળીએ ત્રિશુળ મારી, મુસ્તક છેદી નાખ્યું, માથું ઉછળી ચંદ્રના રથમાં પડયું.*

શંકર ધસી ઘરમાં આવ્યા, ઉષા ભાઇને મારતાં જોઇ ડર પામી, લવણની કોટડી હતી તેમાં સંતાઈ ગઇ, શંકરને ઘરમાં આવતાં જોઇ, ઉમિયાજી ચમકયાં, વસ્ત્ર ધારણ કરી સામું આવ્યા.

**ઉમિયા**—ભોળા હું સ્નાન કરવા બેઠી હતી, ત્યાં આપ શું ચાલ્યા આવતા હતા? બારણે બે બાળકો તો મુકયાં હતાં

**શંકર**--હવે તારી હોંશીયારી જવાદે, તારૂં સતિપણું જાણ્યું, હું વનમાં હતો અને તને બે સંતાન કયાંથી? ઠીક હીમાચળનું નામ વધાર્યું. આટલા દહાડા સતિ જાણતો હતો, હવે તારા પ્રપંચ મેં નજરે દીઠાં

**ઉમિયા**—આપ આશું કહોછો? જરા જ્ઞાનદ્રષ્ટિથી જુઓતો ખરાં તપ કરવા ગયાં ત્યારે સંતાન ઉત્પન્ન કરવા આપે કહયું હતું, મેં શકિતથી બે બાળકો ઉત્પન્ન કર્યાં છે. નાથજી હું અપરાધી નથી, અવકૃત્ય મેં કાંઈ કર્યું નથી. શંકરને યાદ આવ્યું, ખરે મેંજ કહ્યું હતું ઉમિયા સતિ છે.

**શંકર**—સતિ રીશ કરશો નહીં, મને જુઠા બોલા નારદે ભમાવ્યો, તારો પુત્ર બારણે હતો તેને તો મેં મારી નાંખ્યો છે.

**ઉમિયા**—ભોળા નાથ આપને હાથે કદી અન્યાય થાય નહીં અને આજે આ શું કર્યું, મને સંતાન આપોતો કયાંથી પણ મારાં ઉત્પન્ન કરેલાને માર્યો, હરે હરે, દોડતાં ઉઠી બાળકનું ધડ ખોળામાં લઇ સતિ રૂદન કરવા લાગ્યાં,

---

*માર્ગશીર્ષ વદિ ચોથને દીવશે મુસ્તક ચંદ્ર રથમાં પડયું માટે તે દીવશે ચંદ્રની પુજા કરવામાં આવે છે.

## છે નોકરી દુખનુ મુળ...

મારો વૃથા કર્યો અવતાર. સુતવિણુ સૌ ખોટું

હાય હાયરે સુતવિણ સૌ ખોટું

આરે જગતમાં તેજ સુખીયો. જેને હોય સંતાન

સંતાન વિનાનું જંન હોય. તેને જગે મળે નહીમાન. સુત.

સુત વગરની પડી હું સુની. કેમ નિવારૂં સોક

પ્રાણ અધીરાં મારા બનીયાં. મ્હેણા દેશે લોક...સુત.

સુત વગરના મંદીર સુના. મુજને ખાવા ધાય

લાડકડા વિણુ કોને બોલાવું. પાપી પ્રાણુ નવ જાય. સુત.

શા કાજે મારો પુત્ર મારીયો. નહોતો લીધો તમ હાથ.

સુત જીવાડો ભોળા મારો. કરીશ દેહની ઘાત. સુત.

**શંકર**—સતિ શું કરવા આક્રંદ કરો છો ? તમારો બાળક હમણા જીવતો કરૂં છું, નંદી ભૃંગી જાઓ કુમારનુ મુસ્તક ખોલી લાવો, ગણો ઘણાએ ફર્યા પણમુસ્તક ન જડતાં પાછાં આવ્યા,

શંકર કહે જાઓ સુકનમાં સામું મળે, તેનું માથું કાપી લાવો, દુતો પાછા ફર્યા અને જતાં શંકરથી ઉત્પન્ન થએલો હાથી સામો મળ્યો, તેનુ માથું કાપી લાવ્યા, શંકરે તે મુસ્ત ચોંટાડી બાળકને 'સજીવન કર્યો આંખલી જાલી મંદીરમાં આવ્યાં,

**ઉમિયા**—આ શું કર્યું ? આ તો ઉલટું મારૂં રત્ન બગાડયું, આ દીકરો કે દૈત, ઘરમાં એકલી હોઉ તો કોઇ વાર મનેજ ખાય, આ પુત્રને શું કરૂં ? એને કોણ નમશે ? આવો બાળ કોને ગમશે ?

**શંકર**—સતિ એ તારો બાળક મારા ગણુનો અધિપતી મારા પેહેલો એ પુંજાય, એનુ સ્મરણુ કર્યા વગર અન્ય દેવ નું પુજન નહી થાય. એને પ્રથમ નમ્યાવિના કોઇ કાર્ય શિધ નહીં થાય.

**ઉમિયા**—એ શધળું ખરૂં પણ જુઓને આ મોટી શુંઢથી કેવું કદરૂપું જણાય છે ?

**શંકર**—સતિ આપણા ઘરમાં સારૂં શું છે ? આખી દુ-નિયાથી અવળું છે, ત્યારે મારા દીકરાને સુંઢ છે. પણ સતિ મેં તો સાંભળ્યું છે કે બે બાળકો હતાં ? તે બીજું કયાં છે.

**ઉમિયા**—હા મારી ઉષા કયાં ? આખા કૈલાશમાં ખોળી વળ્યાં ત્યારે લવણ કોટડીમાંથી બાળકી જડી ધન્ય ઉષા ભાઇને મરાવી સંતાવાની જગ્યા સારી ખોળી કહાડી. તારો એકલીનો જીવ બચાવ્યો, મારો સ્નાન કરતાં શંકરે દેહ ની-રખ્યો, તું નાશી ગઈ માટે એક વરશ સુધી લવણમાં રહે, તારી અસુરી વૃતિ થઇ માટે, અસુર ઘેર અવતાર ધરજે.

**ઉષા**— **ગીતી**

ક્ષમા કરો મમ માતા...છોરૂં કછોરૂં થયું કદી આજે
માબાપે નવ ગણવું...મોટા દીલથી કરો કૃપા કાજે

માડી, મારાથી એક વરશ સુધી લવણમાં કેમ રહેવાય ? મને ક્ષમા કરો, તમારો શ્રાપ માથે ચઢાવું છું, પણ મને બચાવો, કાંઇ અનુગ્રહકરો, જ્યારે બાળકોના ઉપર માતાઓ આવો કોપ કરશે ત્યારે દુનિયા કેમ ચાલશે ? ખેતરને જો વાડ ખાઇ જાય, ફળોને વૃક્ષ ગળી જાય, તો દુનિયામાં શું રહે ? મારા સહેજ અપરાધ સારૂં, મોટી શિક્ષા માફ કરો.

**ઉમિયા**—તારાં મૃદુ વચનો મને દયા ઉપજાવે છે. જા ચૈત્ર માશ એકલો મીનના સુર્ય થાય ત્યારથી રહેજે વળી ચૈત્ર માશમાં જે કોઇ અલુણું ખાશે તેને મારા આશીરવાદ-થી, સંતાનાદીનું સુખ મળશે. વળી મેં તને શ્રાપ દીધો કે

અસુર કુળમાં અવતર જે, પણ એક આશીરવાદ દઉં છું કે તું કૃષ્ણ કુળમાં વરજે. ઉષા માતાને પગે લાગી ચૈત્ર માસ આવતાં લવણમાં જઈ રહ્યાં.

બાણાસુર એક દીવશે પ્રાતકાળમાં ઉઠી, બારીમાં આવી ઉભો, તેને જોઇ માર્ગમારજનકરનારીએ, સનમાર્જની આડી ધરી. આ જોઇ રાયને ક્રોધ ચડગો. ચંડાલીનીને પકડી મંગાવી.

**બાણાસુર**—અવી ચંડાલીની, પ્રાતકાળમાં મારા સામુ તેં સાવરણી આડી કેમ ધરી ?

**ચંડાલીની**—મહારાજ અમો નીચ જાત પ્રાતકાળમાં હમારૂં મોઢું આપને શું કરવા બતાવીયે.

**બાણાસુર**—એવાં ખોટાં બ્હાના ન કર, સાચી હકીકત હોય તે કહે.

**ચંડા**—બાપજી સાચું કહેતામાં અમારા ગરીબ માણસનો જીવ જશે.

**બાણાસુર**—હું તને છોડી દઇશ, જે ખરૂં હોય તે કહે.

**ચંડા**—અંન દાતા, આપને કાંઇ છોકરૂં નથી એટલે તમો રાજા થયા તો એ શું થયું, વાંઝીયાનું મોઢું પરોઢીયામાં, જોવું ન જોઇએ, તેથી સાવરણી આડી ધરી હતી.

**બાણાસુર**—જા ચાલીજા અહીંથી, રાયના મનમાં મહા ખેદ થયો, મારા જેવો બળવાન, દ્રવ્યવાન કોઈ નથી, પણ એક સંતાન વગર મારી ચેષ્ટા થાય છે, શું કરવું રદયમાં ચીંતા વસી.

## સાખી

ચિંતાં સેં ચતુરાઇ ઘટે...ઘટે રૂપ ઓર જ્ઞાન
ચિંતા એસી જાનીએ...એ ચિંતા ચિતા સમાન
ચિંતા ચિતા સે લડપડી...તું કયા મુજ સમાન

તું તો ઝારે મુર્દેકુ...મેં જીવત ઝારૂં પ્રાન

ઉદાસ ચિન્તે રણુવાસમાં આવી બાણુાસુર બેઠા.

**બાણુમતિ**—સ્વામીનાથ, આજ આપ ઉદાસીમાં કેમ છો?

**બાણાસુર**—વનિતા, દુનિયામાં બળીયો કહેવાયો, રાજ્ય મેળવ્યું, ધન મેળવ્યું, પણ એક સંતાન વિના સહુ ખોટું છે. કેમકે

**શ્લોક**

अपुत्रस्य गृहंसुन्यं....दिशाः सुन्यंस्त्व बांधवा
मुर्खस्य हृदयंसुन्यं....सर्त्र मुन्यं दारिद्रता

પુત્ર વિનાનું ઘર સુનું લાગે છે, બંધુ વિના દિશાઓ સુની જણાય છે, અવિદ્વાનનું હૃદય સુનું હોય છે, દરિદ્રી માણસ સર્વ પ્રકારે સુન્યજ જણાય છે.

**બાણમતિ**—આપનું કહેવું ખરૂં છે, સંતાનની આપણુને ખોટ છે, મારૂં હૃદય તેજ ચિંતામાં છે કેમકે

**કંજુશાતણી કમાણીરે**

સુત વિના સંસારેરે...સઘળું ધુળ ધાણી
સંતાનથી ઘર ઉજળું જણાયે...સંતાન લીધે સગાં સહુ થાયે
ખરી જગેએ કાણીરે...સઘળું
સંતાન હોય વહુ ઘેર આવે...બોહોળાં સગાંઓનો સાથ બતાવે
સુતવિણુ આ જીંદગાનીરે...સઘળું.
ભલે આ રાજને લક્ષ્મી પણુ મળી પાછળ કોણુ ભોગનારૂં
એક દીવો ક્યાં સુધી રહેતે, થાય હોલાતાં અધારૂ
વ્હાલા વિચારો વાત જરા મનમાં, પાછા સ્મરો શુળપાણીરે–સઘળું
શંકર કેરી કરો યાચના, વિચારી દીલ સાથ
કાલા વાલા કરતાં પાછા, રીઝે શંકર નાથ

અનાથ કેરાં નાથ સદાએ, પ્રસંન કરો ત્રીપુરાર
એહ રીઝેથી ભાવટ ભાગે, સુધરે સહુ સંસાર
જઇ વદો ભરથાર દીન વાણીરે...સઘળું.

વ્હાલા સંતાન વગરનું, સઘળું સુખ વ્યર્થ છે, વૃક્ષનો છાંયડો ન હોય ફળ ન આપે તો વૃક્ષ શા કામનું? ફળમાં મીઠાશ ન હોય તો ફળ શા કામનું? શરોવરમાં જળ ન હોય તો શરોવર શા કામનું તેમજ મનુષ્ય અવતારમાં જેને સંતાન નથી, તેનુ જીવીત શા કામનુ જુઓને તમારાં બાપને તમો હતા, તો કેવું રાજ્ય પાટ ભોગવોછો? તેવું તમારી પાછળ આ બળકરી મેળવેલી રાજ્ય લક્ષ્મીનો, ભોકતા કોણુ થશે? તમો હજાર હાથ માગી લાવ્યા તે કરતાં એક બાળક લાવ્યા હોતતો, આપણુ જીવ્યું સફળ થતે માટે શંકર પાંસે જઇ ફરી યાચના કરો,

**બાણાસુર**—પ્રિયા તારૂં કહેવું ખરૂં છે, પણ હરઘડી શંકર પાંસે જઇ, યાચવું એ શરમ જેવું છે

**બાણમતિ**—મા બાપ પાંસે છોકરાંઓએ માંગવું, એમાં શરમ સાની!

સ્ત્રીનું કહ્યું માની પાછો કૈલાશ તરફ ચાલ્યો, અર્થ હોય ત્યાં લજ્જા રહેતી નથી, કેમકે

શ્લોક

**कामातुराणांनभयंनलज्जा अर्थातुराणांस्वजने नबंधु**
**चिंतातुराणां नसुखं नानिंद्रा क्षुधातुराणां नबलं नतेजाः**

કામાતુર મનુષ્ય ભય કે લાજ કશું ગણતો નથી, તેમજ સ્વાર્થ હોય ત્યારે પોતાના બંધુ ઓની પણ લાજ જળવાતી નથી ચિંતા તુર માણસને સુખે નીંદ્રા પણ થતી નથી તેમ ક્ષુધાતુરના શરીરમાં બળ કે તેજ કશું હોતુ નથી. .

સ્વાર્થમાં અંધ બની ત્રીજી વાર કૈલાશમાં આવ્યો, આવતો જોઇ શંકર વિષ્મયથયા વળી આ પાછો કેમ આવ્યો? એક

વાર હાથ આપ્યા, બીજી વાર ધજા આપી, તોએ પાછો જીવલેવા કેમ આવે છે?

**બાણાસુર**—(શંકર ચર્ણેનમી)ભોળાનાથ હું તમારોદાસ અને દુનીયામાં મારે માથે વાંઝીયા મેણું રહયું તે દુરકરી એક સંતાન આપો.

**ઉમિયા**—બાણાસુર તને સંતાન કયાંથી આપીએ, તું પુર્વ જન્મનો મહાં પાપી છે. તેં હજાર બ્રહ્મ હત્યા કરી છે. તે સાથે બાળકનો તને શ્રાપ છે,

પુર્વેતું બ્રાહ્મણ હતો, એકવાર તું ભોજન કરવા બેઠો હતો અને પડોસમાનું એક બાળક આવ્યું તેણે તારી ભોજનની થાળીમાં હાથ નાખ્યો, એટલે તને રીશ ચડી, તેથી ભોજનની થાળી પછાડી તું ઉઠી ગયો, આથી તે બાળક કંપ્યું અને શ્રાપ દીધો

**બાણાસુર**—માતાજી હું બ્રાહ્મણ હતો ત્યારે મારાથી બ્રહ્મ હત્યા કેમ થઇ ?

**ઉમિયા**—જાતે બ્રાહ્મણ થઇને, પોતાનું નિત્ય કર્મ સુર્યોદય પહેલાં ન કરે, અર્ઘ પ્રદાનાદી, ગાયત્રિ જપ ન કરે તે દીવસે એક બ્રહ્મ હત્યા લાગે એવી હજાર હત્યા તારાથી થઇ છે. જેથી શંકર તને વરદાન આપવા આવ્યા ત્યારે, તારે મોઢે હત્યા બેશી હજાર હાથ મંગાવ્યા, એ તારો બ્રહ્મ હત્યાનો ભાર છે. બાણાસુર તું બહુ કાલાવાલા કરે છે તો દીકરો નહીં પણ ઇચ્છા હોય તો દીકરી આપું,

**બાણાસુર** **દક્ષણીસાખી**

દીકરાથી દીકરી ઘણું જીવો—વાંઝીયા મેણું જાશે

કંન્યાદાન પ્રિતેથી આપીશું દહજે માત સુખ થાશે

જાચું હેત કરી............ભલે આપો માત દીકરી

**ઉમિયા**—એ ત્યારે, એક ભાંડ પાત્ર લવણનું ભરી આપ્યું જા આમાંથી એક માશ પછી બાળકી ઉત્પન્ન થશે, ભાંડ પાત્ર લઇ બાણાસુર મહેલમાં આવ્યો, ઉમિયાના કહયા પ્રમાણે એક માશ પુરો થતાં બાળકી મહા સકોમળ ઉત્પન્ન થઈ, બાણાસુર અનેક પ્રકારનાં દાન આપવા લાગ્યો, ભાટ ચારણો આનંદ કરવા લાગ્યાં, બાણાસુર આનંદ ધરે છે એવે આકાશ વાણીથઇ.

**દક્ષણી સાખી.**

બાણાસુર તુજ મહેલે અવતરી. સુરૂપ બાળ કુમારી

ભાગ્ય વંતી એ કુંવરી થાશે. ઇચ્છાવર વરનારી

સંભાર જે વાત...થાશે લગ્ને મહા ઉત્પાત

**બાણાસુર**—અરે કોઇ છે ? શુક્રાચાર્યને બોલાવો, અનુચરો દોડયા ગુરૂ પધારતાં, રાયે ઉભા થઈ માન્ય આપ્યું, ગુરૂજી આ આકાશવાણી થઈ તેનો ભેદ શું હશે,

**શુક્ર**—રાજન ભાવી પદાર્થને મિથ્યા કરનારૂં કોઇ નથી. કેમકે

**શ્લોક**

**आयुकर्मचवित्तंच....विद्यानिधनमेवच**
**पंचैतानिहि मृज्यंते....गर्भस्थस्यैवदेहिन**

આવરદા, કર્મ દ્રવ્ય, વિદ્યા અને મરણ એ પાંચ પ્રાણી જ્યારે ગર્ભમાં હોય છે, ત્યારથી બ્રહ્મ દેવે નિર્માણ કર્યાં છે માટે ચિંતાં કરે શું થાય,

ઉછળતા સાગરને પાળ બાંધવાથી રોકાતો નથી, કડવાં તુમડીના ફળને હજારો પટ શાકરના દેવાથી તેમાં ગળપણ આવનાર નથી, તેમ જે થવાને નીર્માણ કરેલું છે, તેને ફેરવનાર કોણ છેં, તારી દીકરીના લગ્ન સમયે, તારા નગરની ધરતી રૂધીરથી સ્નાન કરશે, હજારો શુરવીરો રણના ભોગ થઇ પડશે, એને મીથ્યા કરનાર કોણ છે !

**બાણાસુર**—બસ, જો એવું છે તો પહેલાંથી ચેતવું કેમકે

શ્લોક

**अनागतविधाताच मत्युत्पन्नमतिस्तथा**
**द्वावेतौसुखमेधेते यद्भविस्योविनस्यती**

દુખ આવતાં પહેલા જે તેના ઉપાય કરે છે તે આ જગમાં સુખ પામે છે પણ નસીબપર આધાર રાખી બેસી રહેનાર નો નાસ થાય છે.

માટે હું એ છોકરીને પરણાવુંજ નહીં. પછી શું વિઘ્ન થનાર છે ?

પ્રધાનજી તમે એક સ્થંભના ઉપર એક અવાસ કરાવી તેમાં આ બાળાને ચિત્ર લેહા સહીત રાખો, હુકમ થતાં પ્રધાને તૈયાર કરાવા માંડયું.

રાજન મૃગયા રમવા નીકળી ગયાં, આ સમય જોઇ ઓખા અને ચિત્રલેહા ભેગાં થયાં.

**ઉષા**—અલી સખી જોને ! મારા પિતાએ, કેવો ઉતપતા માંડયો છે ?

**ચિત્રલેહા**—સખી આજના જેવો વખત ફરી નહીં આવે માટે ચાલો આપણે ઉમિયાજીનું પુંજન કરવા જઇએ, બેઉ સખીઓ પુજન પાત્રો લઇ કૈલાશમાં આવ્યાં, અને માતાનું પુજન કરી પગે લાગ્યાં,

**ઉમિયા**—દીકરી તને જોઇને આજે હું બહુ પ્રશંન થઇ છું, માટે તારી ઇચ્છા હોય તે વરદાન માગ.

**ઉષા**—માંડી શું માગું ? સુખ દેનાર સ્વામી આપો

**ઉમા**—બીજું માગ

**ઉષા**—વરમાલ ધરનાર વર આપો.

**ઉમા**—ત્રીજું માંગ

**ઉષા**—માજી કોડી લેદ, કામણગારો કંથ આપો.

**ઉમા**—તથાસ્તુ, તેં ત્રણવાર એકનું એક માંગ્યું, માટે તને ત્રણ પતિ થશે.

**ઉષા**—આપ આ શું કહો છો ? એક બાળાને ત્રણ પતિ હોય ?

**ઉમા**—દીકરી એકજ પતિ તને ત્રણવાર પરણશે. પણ સ્વામી જોઇએ તો ઘેર જઇ અલુણાં કરજો

**ઉષા**—માતાજી, સ્વામી મળવાની એંધાણી શી ?

**ઉમા**—અલુણા કર્યા પછી વૈસાખ સુદ દ્વાદસીને દિવસે સ્વપનામાં તને પતિ મળશે.

ઉષા ચિત્રલેહા ઘેર આવ્યાં, બાણાસુર મૃગયાથી પાછા ફરતાં દીકરીના વરદાનની વાત જાણી, મહા ક્રોધ ચઢયો, તરતજ ચિત્રલેહા અને ઉષા બેઉને એક સ્થંભા મહેલમાં ચઢાવી નીચે એક હજાર રાક્ષસની ચોકી મેલી, ખાવાપીવાનું નીચેથી આપે છે તે ઉપર ખેંચી લેછે, આવા કઠણ અવાસમાં ઉષાને રાખી.

**ઉષા**—સખી મારો બાપ કેવો નિર્દય છે ? આવું કર્યાથી શું સુખ મળશે ? મારી જીંદગી વૃથા કરવા બેઠા છે.

**ચિત્રલેહા**—વ્હાલી તું ગભરાઇશ નહીં, ઉમિયાજીનું વચન શું તું વિસરી ગઇ ? હવે અલુણા કરવાનો વખત આવ્યો છે, માટે હવે તું વ્રતની તૈયારી કર, ચિત્રલેહાએ શગળી શામગ્રી ભેળી કરવા માંડી, જોયતી વસ્તુઓ દાસ દાસી પાંસે નીચેથી માંગી લેવા માંડી,

જ્યારે ચૈત્ર માસ આવ્યો, એટલે ઉષાએ અલુણા કરવા માંડયા. લવણ વિનાનુ જમી જમીનપર સુતાં દેહને કષ્ટ આપવા માંડયું, વ્રત પુરૂં કર્યું

વૈશાખ માસ બેઠો, એકાદશીનો અપવાસ કર્યો, દ્વાદશી આવી, ઉષા આનંદ કરતી મહેલમાં શણગાર સજી આમ તેમ ફરવા માંડયું,

**ચિત્ર**—સખી આજ કંઈ બહુ ઉજમાળાં થઇ રહ્યાં છો?

**ઉષા**—શું તું નથી જાણતી? ઉમિયાજીનો કહેલો દીવસ આજનો છે, આજ હવે તું વહેલી થા. મહેલને શણગાર, બેઠકો તૈયાર કરવા લાગ, મારા સુખના સાથીનો આજ મને મેલાપ થનાર છે. જોને સખી, રડયો આજનો દહાડો પણ કેવો મોટો થયો છે? સુર્ય પણ ચાલતાં વાર કરે છે. કોણ જાણે કયારે સાંજ પડશે?

**ચિત્ર**—ઓ, હો, હો આજ તેમાં દોડ ધામ કરી રહયાં છો? ગાંડી સ્વપ્નામાં વરીને ઉલટું ઝુરાવાનું છે, ખરે બપોરે મૃગલું તરસનું માર્યું પાણી ખોળતાં, પોતાની આંખનાં ઝાંઝવાથી સામુ પાણી છે એવો ભાસકરી, દોડી મરે છે પણ પાણી મલતું નથી. તેવું તારૂં આજનું પરણવાનું, તેમાં આટલો બધો હરખ શાનો! ઉષા (છણકોકરીને) બહુ સારૂં, તમે એવુંજ કહેશો તો, બીજું શું કરવાના છો ઉષાએ એકલે હાથે મહેલ શણગાર્યો, સાંજપડી દીવા બત્તિઓ સળગાવી, શોળેશણગાર સજી ઓખા સ્વમીની વાટ જોવા લાગી

હાથમાં વિણા લઇ ગાયન કરવા માંડયું, મધ્ય નિશાથવા આવી, વિણા બંધ કરી સ્વામી હમણાં આવશે, દ્વાર ઉઘાડો કહેશે, એવે પવન આવવાથી બારી ખખડી, ઉષા ઉઠી, ઠીક, આવ્યા ખરા પણ મોડું બહુ કર્યું, પધારો બારી ઉઘાડી છે. કેમ આવતા નથી માન માંગશો? સામાં તેડવા આવવું પડશે! લ્યો ત્યારે આવું છું. બારીએ આવી જુએ છે તો, નીચેનો થાંભલો જણાયો તેને જોઇ ઠીક, ઠીક, હજુ તો થાંભલા પછાડી ઉભા રહ્યા છો કેમ? કેટલુંક માન માગશો? ભલે આજ તમારો વખત છે, પણ મારો સમય આવે ત્યારે જોજો, સોવાર બોલાવશો તોએ નહી બોલું.

**ચિત્ર**—ગાંડી સખી આ શું કરે છે? હેઠે કોઇ સાંભળશે તો માથું કપાવશે, જરા છાની બેશ.

**ઉષા**—તને આમ કેમ થાય છે? ઉંઘ આવે તો સુઇ જાને, તું શું કરવા જાગે છે.

ઉમીયાજી વિચાર કરવા લાગ્યા છોકરી તો મારૂં વચન ભુમાવા બેઠી ધારણ મેળ્યું એટલે ઓખા ભર નિંદ્રામાં પોહોડી. તેના સાથેજ સ્વપ્નું લાગ્યું.

**દોહરો**

સજ્જન બાત સનેહકી...સો પરમુખ કહયો ન જાય

મુંગેકો સ્વપ્નો ભયો...સમજ સમજ પસ્તાય

શ્રીકૃષ્ણ પુત્ર પ્રદ્યુમાનના દીકરા અનિરૂદ્ધને સ્વપ્નામાં દીઠા, ઉષા સ્વામીને સ્વપ્નાંમાં બેઠી આનંદ કેલી કરવા માંડી, પતિ સાથે હાવ ભાવ કરતી અનેક લવારા નિંદ્રામાં કરવા માંડયાં, જાદવો, શ્રીકૃષ્ણ, પ્રદ્યુમાન સહીત, જાણે જાન લાવી, અનિરૂધ સાથે પોતાનું લગ્ન કરી ગયા છે, આનંદરૂપ પતી પોતાને મળવાથી, આનંદ મચાવતી નિંદ્રામાં લવારા કરી રહી છે,

**ઉષા—(સ્વપ્નમાં) મધુરી માન**

રશિલા પ્રાણ મન મોહન મળીયાં

મોહન અરપું તનમન તમને દીલ ઠરીયાં...રશિલા

અધિરો પ્રાણ નવ કરશો હવેથી

મળીયા જેથી દુખ ટળીયા દીલડાં હરીયાં...રશિલા

છબીલા છેલ આજ રમાડું રંગમાં

મ્હાલો મદનમાં સુખ સદનમાં ઠીક વળીયાં...રશિલા

વ્હાલા હવે કદી દુર થશો નહીં, જાઓ આ શું કરો છો ? એઠું તાંબુળ મારા ઉપર સામાટે છાંટો છો? અરે. ના અરે. ના રીસાશો નહી હું તો હાસ્ય કરૂં છું.

ચિત્ર—આ શું કરવા બેઠી છે? કોઇ સાંભળશે તો મરવાનો વખત આવશે. લાવ જગાડું, પગનો અંગુઠો મરડી, જગાડી, ગાંડી ઉષા તું શા લવારા કરે છે? તને કંઇ વિચાર થાય છે?

ઉષા—અરે તું મારી કયા જન્મની વેરણુ છે? મને સાસારૂ જગાડી? ખરે ખર અમૃતના કુંડથી તેં બ્હાર કાઢી લાવ હવે દીવો લાવ, મારા વ્હાલાને ખોળવા દે, મેં ભુંડીએ કયાં રીશ ચઢાવી, સખી જોને પલંગ નીચે છે? ઓરડામાં છે? અરે ઓ પેલા ઉભા, હાય હાય એ ન્હો...ય વ્હાલા હવે કયાં મળશો? તમને કયાં ખોળું? આવી મશ્કરી કરવાની ટેવ કોણે પાડી ઉષા મહેલમાં ભટકતી સ્વામીને ખોળવા લાગી.

**ગાયન**

મારાં તંનને મંનને ઘેલું બાનાવીને. હવે મેલી મને રોતી

વસ્યા કયાં વાલમ ખોળતી વામાં. થાકી વ્હાલા ગોતી ગોતી.મારા

હાવમાં ભાવમાં ભોળવી ભામીની. જીવનજી ગયા કયાંયે

કયાં હું ખોળું મારા હાર હૈયાના. ડગે ડગે ફરી જોતી.માર.

જાણ્યાછો શાણુાંછો કયાંરે સંતાણુાછો બોલો રડી મરૂ હાંયે

પ્રિતમ પલ પલ તલસી રહીશું. વાટ જોઇ રાત ખોતી.મારાં

સખી હું કયાં જાઉં ? મારૂં રાંકડીનું રતન કોણે ચોર્યું.

ચિત્ર—ગાંડી આ શું કરે છે? જરા વિચર તો કર, જો આપણે ચોરની માફક કેદમાં પુરાયા છીયે, કોઇ ને જાણ પડશે તો આપણું શું થશે? તું ઘેલી કેમ થઇ છે? સ્વપ્નાની વાત તું સાચીમાને છે? જરા ધીરીપડ, તારો વર કહેવો હતો તે મને કહે તો ખરી, હું તને ખોળી આપીશ. તેનું નામ શું છે? તે કયા દેશના રહીશ છે? તેતો કહે ?

**ઉષા**—તેતો મેં ભુંડી એ પુછ્યું નથી, હુતો મોહમાં એવી આંધળી બની કે કશું એ પુછ્યું નહીં છતાં નજરે દેખું તો ઓળખું ખરી.

**ચિત્ર**—કહે ત્યારે રૂપે રંગે કેવા હતા?

**ઉષા**—

## ગાયન

દીલ મારૂં હર્યું અહીં કોને કહું જઇ, સાચી માને કોણ વાતડી
મારા હાર હૈયાના ને ખોળી ખોળી, સખી પુરી કરી બધી રાતડી

નાજુક તન છે તેહનું મુખની છબી ભાળી રહી
તનમાં મદન મળીયું રતન, ધુમાવીયું સયા મહીં
ઝક ઝોળ છે રંગરોળ બાજે વેશ, મારા નથજી
છે સ્યામ વર્ણ શરીરનું, તેણે કર્યું ચિત હાથજી
છતાં હાથે આવેલા મેં તજ્યા, ભુંડી એ બાંધી
જરામાં આખડી. દીલ

**ઉષા**—સખી કેમ કરી તને ઓળખાવું, મને તો ચેન પડતું નથી.

## સાખી

અવગુન મેરોકા પડયો, તુમ મુખ નદીખાવત પ્રીય
મેં દરશનકી વિયોગિની, તુમ કયું તરશાવ તજીય
જાજરે જીયરાની કરકે, નફટ લાજ નહીં તોય
પીયુ બીછડે નીકસ્યો નહીં રહયો લજાવન મોય

**ચિત્રલેહા**—તું ધીરજ રાખ જો હું તને દેશ દેશના, નામાંકીત રાજાઓ ચિત્રી બતાવું તેમાંથી ઓળખી કાઢજે, રંગો ભેળા કરી, કલમ પીંછીઓ લઇ, કાગળ પર ચિત્રો આદરવા માંડયા ઉષા તું પાસે બેશી જોયાકર, તારાથી ઓળખાય તો કહે જે.

### કટાવ

એઠાં ચીતરવા દીવો બાળી, ઉષા રહી છે સામું ભાળી. માંડયા ચિતરવા દેવો ત્યાંહે, ચિત્રલેહા ધારી મન માંહે, સ્વર્ગ તણાં ત્યાં દેવ આદર્યા પટની માંહે, ઇંદ્ર ચિતર્યા, ચંદ્ર ચિતર્યા, વરૂણ ચિતર્યા, અગ્નિને અદિત, અતિ શોભિત, ચંદ્ર નખશિખ ચિતર્યા તેણી વારે. બોહોતેર દેશનાં રાય ચિતરવા માંડયા જ્યાંયે, ઉષા જોઇ મન વિશ્મય થાયે, મહારાષ્ટ અને શૌરાષ્ટ, અંગ ને બંગ, વળી કાસ્મીર, મીરજ મુલતાન, ઘણા સુખવાન, દિશે બળવાન, રાય સૌ ચિતર્યા ત્યાંયે. તૈલંગ અને પાંચાળ, ધરી મન વ્હાલ, ક્ષત્રીનાબાળ, આદર્યા પટમાં જ્યાંયે હસ્તીના પુર, જયાં સુરા સુર, બળવાન પુર, જે ઇંદ્ર પ્રસ્તના શુરા રાજા. જગમાં ભાઝા, બળમાં ઝાઝા, અનેક ચિતર્યા બીજા રાજા ઉઠો બેન તમો જુઓ આંહી. આમાં કોણુ તમ નણુદલ ભાઇ જુએ ઉષા હરખીને ત્યાંયે. ચિત્ર જોઇ મુખ મડની જાયે આમાં મળે નહીં મારા રાયે. તે લટકાળી આંખડી આળા. તેના ચાલા, લાગે વ્હાલા, છેલ છોગાળા, નથી તે ના જેવા કોઇ આતો, સખી કરાવીશ નહીં તું વાતો. ચિત્રલેખા મનમાંહી વિચારે, કૃષ્ણ કુળ ચીતરૂં આઠારે, એ શ્રમ જગમાં અન્ય રૂપાળા, ક્ષત્રીબાળા, કરતાં ચળાં, પણ તેની તોલે ના આવે, રખે ઉષાના મનમાં ભાવે.

સુરશેન પ્રથમ ચિતર્યા છે ત્યાંય, ઉગ્રશેન આણ્યા પટ માંહયે.

વસુદેવ, કૃષ્ણ બળદેવ, ચિતર્યા પટની માહ્યે, ઉષાને મન લજ્યા આવે સખી એંધાણી આપું તુંજને, હામ હૈયામાં આવી મુજને, શ્રીકૃષ્ણને દીઠા જ્યારે, ઓખા હરખી મનમાં ત્યારે, વડશશરાને નમી તે ઠારે

સખી આનાં કુળમાંનો કોઇ, વાટ તેહની રહીછું જોઇ દીલ રહ્યું છે તેને મોહી, ધીરજ ધર મન એની મારી, શાંત ચિત કરતું આવારી, એના કુળના સહુ સંભારી, લખી દેખાડું મન વીચારી.

પ્રદ્યુમાન ચિતર્યા છે જ્યારે, ઓખા મનમાં આણંદ થાયે, વારંવાર જોવાને જાયે, અનિરૂદ્ધ ચિતર્યા છે જ્યારે, ઉષા હરખી ઉઠી ત્યારે, લાવ લાવ પટ આણે ઠારે, એજ માહે રૂચિત હરનારા, વિયોગ કરી દુખના દેનારા, એજ વસ્યા છે હૈયે મારા

પટ ખેંચી રદયમાં લીધો, છાતીપર વિશામો દીધો, ક્ષણવાર અળગો નવ કીધો, કહો હવે કયાં નાશી જાશો, પકડાયા છો ખાજે સાંસો, તોડયા દઈ હમને વિશ્વાસો, નેત થશો હવે દુર ન થાશો ?

ચિત્રલેખા કહે શાંભળ બાઈ, કોના ઉપર રહી છલકાઇ,
જણાય તારી બહુ હલકાઈ
કામળીયાને શું રહી બાઝી, ગરજે ઝાઝી, ચુનીલાલ
થઇ રાજી રાજી
લીધો કાગળ પટ સંભાળી...ઓખા રહી છે
સામું મળી.

**ઉષા**—વ્હાલી સખિ તેં એમને ઓળખ્યા ? એ ક્યાના રહીશ છે ? જોતો ખરી બીજાને ઘેલા બનાવી જતાં વિચાર પડયો ! સખિ તું એમને લાવી આપ, હું તારો ઉપકાર માનીશ !

**ચિત્રા**—જરા ધીરી તો પડ, તારે તો એકદમ ઉતાવળે કામ કરાવવું છે, અને મારે તો કેટલી મુસીબત વેઠવી પડશે.

**ઉષા**—ઓહો આટલું બધું માન શું માગતી હશે ! તારૂં કંઈ કામ આવશે તો હું તરત કરીશ.

**ચિત્રલેહા**—લે જાઉં છું, ઘરમાં સાચવીને રહે જે, કોઈને ખબર ન પડે, હમણા તારા રૂપાળાને લાવું છું.

**ઉષા**—પણ એક વાત કહું, તને રીશતો નહીં ચઢે ! જો જો કર્મ સંજોગે તમો પણ કુંવારા છો માટે રૂડો વર જોઈને વખતે..............

**ચિત્રલેહા**—શું વખતે, બોલની અચકાઇ કેમ ગઇ !

**ઉષા**—કદાચ તુંજ એને વરી લેતો !

**ચિત્રલેહા**—ઠીક ઠીક, તને અવિશ્વાસ છે ખરો કેમ ! પણ તને સ્વપ્નામાં વરનારને મારા બંધુ સમાન ગણું છું, બોલ હવે કાંઈ છે,

**ઉષા**—સખી રીશ નહીં ચઢાવીશ તારો ઉપકાર હું કદી ભુલીશ નહીં.

ચિત્રલેહા મહેલમાંથી ઉડી, દ્વારિકા તરફ ચાલી, નગ્રમાં સઘળા નિંદ્રામાં છે. તે જોઇ, હવે મારે શું કરવું ! કોઈની મદદ હોયતો ઠીક થાય, નહીતો શુદરશનની ચોકીમાં ચોરી કરવી સ્હેલી નથી નારદજી સામા મલ્યા. ચિત્રલેહા શું વિચાર કરે છે ?

**ચિત્રલેહા**—કોણુ નારદજી, આવો ઠીક થયું, પ્રદુમાનનો પુત્ર ઉષાને સ્વપ્નામાં વરી ગયો છે, તેને લઇ જવા હું આવી છું, પણ શુદરસનચક્ર ચોકી ફરે છે તેનો ડર લાગે છે,

**નારદ**—લેને ચક્રને હું રોકું, એટલે તું લઇ નાશી જા, જા તું પ્રભુના ઘર તરપ આ ચક્ર આવ્યું તેની પાંસે હું જાઉ છું,

કેમ શુદરસનજી, શુંડા રાતને દીવસ તારે તો રવઆજ કરવું, જરા બેશતો ખરું મારે કંઇ પુછવું છે !

**ચક્ર**—નારદજી પ્રભુ આજ્ઞાથી મારે સદૈવ દ્વારિકામાં ચોકી કરવી પડે છે,

**નારદ**—તે બધું ખરૂં પણ કહેને કૃષ્ણજી મને કોઇ વાર સંભારે છે ! નારદે ચક્રને વાતમાં નાખ્યું.
ચિત્રલેહા અનિરુદ્ધના મહેલના માણશોને ધારણ મુકી, અંદર ગઇ, દાસ દાસીઓ નિંદ્રામાં પડયા, અનિરુદ્ધ રત્ન જડીત હીંડોળો સુવર્ણની સાંકળે બાંધ્યો છે, તેના ઉપર ગદા પાસે લઇ સુતા છે, ચિત્રલેહાએ ગદા ઉંચકી હેઠે મેલી, હીંડોળો સાંકળ સહીત કાઢી અંતરીક્ષમાંથી, ઉડીને ચાલી, નારદે તેને જતાં જોઇ, એટલે ચક્રને કહેવા લાગ્યા. અલ્યા ચક્ર વાતમાં તો બહુ વાર થઇ, જાજા ચોકીકર, પણ જો જે સવારે કંઇ ચોરી થયાની બુમ પડે તો મારું નામ લઇશ નહી,

ચિત્રલેહા હીંડોળો લઇ ઉષાના મહેલમાં આવી,

**ઉષા**—કોણ સખી ચિત્રલેહા

**ચિત્રલેહા**—હા, લે આ તારા ભરથાર, હીંડોળો કડામાં ભેરવી દીધો, ઉષા ઉઠી કંઠમાંથી, હાર કાઢી ચિત્રલેહાના ગળાંમાં નાખ્યો, હું તને બીજું શું આપું ! મારો વખત આવશે ત્યારે આપીશ. ઉષા અનિરુદ્ધના હીંડોળા પાસે આવી, ધારી ધારીને જોવા માંડયું.

**ઉષા**—ઠીક ઠીક, પારકાના ચિત્તની ચોરી કરતાં, તમે શીખ્યા હતા કે ! હવે આટલી બધી નિંદ્રા કેમ આવી છે ? દુરથી આવ્યા તે થાકી ગયા હશો ! ! નહી ? હવે કયાં નાશી જશો !

**ચિત્રલેહા**—હવે તારી ગરબડ છોડ, અહીં આવ્યા છે તે કયાં જનાર છે, કોઇને ઉંઘમાંથી જગાડીએ તો પાપ લાગે.

**ઉષા**—અને સખી, ગામને ગાંદરેથી, કોઇ ગાય વાળી જતું હોય, ત્યારે ન જગાડીએ તો, ઉલટું પાપ લાગે, ત્યારે કહેની કોઈ નીંદ્રામાં હોય તેને શી રીતે જગાડીએ તો પાપ ન લાગે !

**ચિત્રલેહા**—તેમના પગની સેવા કરતાં, મધુર સ્વરે ગાયન કરતાં, જાગે તો પાપ ન લાગે.

**ઉષા**—ઠીક ત્યારે મને કયાં ગાયન કરતા નથી આવડતું, લેને તેમ કરી જગાડું વિણા હાથમાં લઇ ગાવા માંડયું.

## રશ ભયુ

કેમ સુતા, છો રાજકુમાર, જાગો અલબેલા જાગો
અલબેલા તમેઃ

મારા પ્રાણ તણા આધાર, છબીલા છેલા, છબીલા

## સાખી

ખીલ્યો બાગ શરીરનો...ભમિ રહ્યા મકરંદ

માળી વીણ કોણ ચુંટશે...કહણ ફુલનો વૃંદ.

જાગો જાગોને જીવન પ્રાણ, રશીક રંગીલા,

રશીક રંગીલા તમે...કેમ સુતા.

## સાખી

કાયા કમળમાં ઘેરીયો, મદન ભ્રમર નીરધાર.

વાણ વાતાં ઉડી જશે...પકડો રાજકુમાર.

માનો માનોને મોહન પ્રાણ, હઠોને હઠીલા,

હઠોને હઠીલા તમે...કેમ સુતા

અનિરૂદ્ધને નિંદ્રામાં સ્વપ્નું આવ્યું છે, જાણે કોઇ બાળા પોતાને ઉંચકી લાવી તેની સખી સાથે પરણાવ્યો, તેનો બાપ મને બાંધે છે, લાવ લાવ મારી ગદા એ પાપીને મારૂં, કહેતાં ખરેખર બેઠો થઇ ગયો, ઉષા હસતી હસતી ઉભી થઇ બોલવા માંડયું

## દોહરો

ઉષા— જલમેં બસેં કમોદીની...ચંદા બસે આકાશ

જો જાકે હીરદે બસે...સો તાહુકી પાસ.

## રાગ પ્રભાત

ભલે તમે આવ્યાને મારા મનમાં ભાવ્યારે, (૨)

મોતીડે વધાવું મારા નાથનેરે.

બાણાસુરની નગરીમાં, વાગે ઢોલની સાનરે,

અનિરૂધ્ધ જાગી જુએ અસુરના સાથનેરે.

ઉંચાં ઉંચાં મંદીરોને લોહ તણા છે દ્વારરે,

ખુંખારા સંભળાયે અસુરની હાકનારે.

કુંવર મનવિમાસે. હું આવ્યો કોને અવાસેરે,

ન હોય ગામ કે ઘર મારાં આ દૈતનારે.

કયાં ગયા જુગજીવંન, હું આવ્યો કોને ભુંવનરે,

માત તાતને ભ્રાત કોઇ ભાળું નહીંરે.

કહી શંખણીએ આવી મારી દ્વારીકાં છંડાવીરે,

ભુંડી ભામનીને મનમાં શું ભાવીયુરે.

કયાં ગઇ ગોમતી માત આ શું થયો ઉત્પાતરે,

કોને જોઇને મન મારૂં વાળું અહીંરે.

મને લાવી આણે ઠાર મનમાં કર્યો નહી વીચારરે,

સગું વ્હાલું મારૂં સઉ મુકાવીયુંરે.

**ચિત્રલેહા**—કુમાર જરા વિચારીને બોલજો, શંખણી કોને કહો છો,

આતો બાણાસુર રાજાનું શ્રોણીપુર નગર છે, આ તેની દીકરી ઉષા છે, તેને સ્વપ્નામાં શું કરવા વરી ગયા હતા? હવે આવ્યા છો તો આ કંન્યા પરણો.

**ઉષા**—સખી, સખી તું, વધારે ન બોલ, એમને રીશ ચઢસે તો પાછા જતા રહેશે!

**ચિત્રલેહા**—હવે તું બેશ, આવ્યા છે તે કયાં જનાર છે. કહો કુમાર શો જવાબ આપો છો!

**અનિરૂદ્ધ**—(મનમાં) કન્યા તો ઠીક છે પણ લાવ જરા મોટાઇ તો બતાવું.

હા તમે કહયું તે ખરૂં પણ એ અસુરની કંન્યાને પરણી મારા કુળને કલંક લગાડું?

ના એવું કરશો નહીં તમારા ઘરમાં તો બધી ઉંચિ કુળની કન્યાઓ આવી છે, તમારી દાદી જાુવોને જાંબુંવાનની દીકરી જાંબુવતી, પેલી રીછડી, પેલી કુબજા કેમ એ બધી કુળવાન, વળી તમારા દાદા આહીરડાઓમાં ઉછરી, છાશ માખણની ચોરી કરી, ગોપનું એઠું જમ્યાં, ગોપીઓ સાથે રંગે રમ્યાં, વળી નાગ્યા પેહેરીને ચીર ચણીયા, કેમ તમારૂં કુળ કેવું ચઢીઆતું?

જાઓને તમારા સુખી આ કંન્યા હોય ક્યાંથી ? એ તો મારી ઉષાના ભગત આગળ ચાલ્યું નહીં, નહી તો જાત હીણા જાદવને ત્યાં કન્યા કોણ આપે ? હજુ બીજી ઇજત બતાવું ? અમારી કંન્યા એવી છેક નથી, જુઓ એના પિતા શંકર છે, માતા ઉમિયાજી છે, તમારૂં ભાગ્ય ક્યાંથી કે એ કંન્યા તમારી સાથે વરે ?

ઉષા—અલિ જવાદેને ? શું કરવા વધારે બોલે છે ? હમણા રીશાઇ જસે તો હુ શું કરીશ !

વ્હાલા તમે રીશ ચઢાવશો નહીં, એ તો મારી સખી બહુ આકળી છે, મારા પ્રાણ આપને અરપણ કરી ચુકી છું, હવે દુર થશો નહીં, હું તો તમારી દાસી થઇ ચુકી છું,

અનિરૂધ—સુંદરી તારાં મધુર વચનોએ મને વશ કર્યો છે, તારા પ્રેમ પાસથી બંધાઇ ગયો છું,

બ્રંહ્મા અંતરીક્ષથી મહેલમાં પ્રવેશ કરી, ગાંધર્વ પ્રયોગથી બેહુના લગ્ન કરાવી ચાલ્યા ગયા,

ઉષા અનિરૂધ્ધ કામ કેલી કરતાં, એક સ્થંભા મહેલમાં, આનંદ કરવા લાગ્યાં,

મન ગમતો પતિ મળતાં ઉષા આનંદ કરવા લાગી, આમ કેટલાક દીવસ રંગ વિલાશમાં નીકળી ગયા, એક દીવશ અનિરૂધ્ધ, મદનમાં મસ્ત થઇ પત્નિ સાથે મહેલમાં આમ તેમ ફરતાં તાંમ્બુળનું બીડું નીચે પડ્યું, જે ચોકીદારોએ લેતાં ઉંચે નજર ગઇ, કંન્યારૂપ બદલાએલું જોઇ, બાણાસુરને ખબર કરી, મહારાજ મહેલમાં કોઇ પુરૂશનો પ્રવેશ થએલો જણાય છે, બાણાસુર સાંભળી મહાખેદ પામ્યો, પ્રધાન સાથે મળી વીચાર કરવા લાગ્યાં શંકરની આપેલી ધ્વજા બાંગી પડી, બાણાસુર ભય પામતો પ્રધાનને કહેવા લાગ્યો

**બાણાસુર**—પ્રધાનજી તમો જઇ કુમારીનો માળ જુવો, જે પાપી આવ્યો હોય તેને બાંધી લાવો, કોભાંડ કેટલુંક શૈન્ય લઇ, મહેલ નીચે આવી પોકાર કર્યો ઉષાબાઇ બારીએ પધારો ? ઉષા બેબાકળી બની બારીએ આવી, કેમ શું કહોછો !

**કોભાંડ**—બાઈ આપનું ચિત વ્યાકુળ કેમ છે ? શા ગભરાટમાં છો ? માળીયામાં કોણ આવ્યું છે સાચું કહો ?

**ઉષા**—પ્રધાનજી આપ શું વદો છો ? ચિત્રલેહા સુતી છે, મારા શરીરને સારૂં નથી, તેથી મોહું ઉતરેલું લાગતું હશે, પણ આપ કહો છો કે મહેલમાં કોણ છે, તે વિચારી ને બોલજો, નહીં તો મારી માતાને કહેવું પડશે. હું તો તમને સમજુ જાણુતી હતી, પણ તમારી બુદ્ધી બળી ગએલી જણાય છે, બોલતાં વિચાર પડે છે ? કોઇને માંથે કલંક ન મેલો, આકાશ કોને આધારે રહેશે, હમણા મારી માતાને કહાવી તમારી જીભ છેદન કરાવીશ. મારા માળમાં કોણ આવનાર હતું.

**કોભાંડ**—બાઇ હું શું કરૂં ? તમારા પિતાએ મને મોકલ્યો, ત્યારે મારે આવી પુછવું પડયું, તેમાં મારી ઉપર રીશ શું કરવા કરો છો ? અનુચરો સાથે રાજાને સમાચાર કહાવ્યા, રાગે કહાવ્યું માળપર ચઢીને જુઓ.

પ્રધાન ક્રોધ કરી કહેવા લાગ્યા. અનુચરો ઉપર ચઢી જુઓ ઉષાના માળમાં કોણ છે.

ઉષાએ રડવા માંડયું, નાથ હવે શું થશે ? આ પાપી ઓ તો જોરપર આવ્યા છે, હવે મારે કેમ કરવું, તમો બોલશો નહીં, મારો બાપ બહુ જબરો છે, આપને માર્યા વિના રહેશે નહિ.

**અનિરૂદ્ધ**—સુંદરી હવે શા માટે ડરે છે ? આખા ગામને વાત જાણીતી થઇ છે તો હવે ચોરી કોની છે? ચાલ બારીએ જઇને બેશીએ.

ગર્જના કરતો અનિરૂદ્ધ ઉષાને ઓછંગે લઇ, બારીએ આવી બેઠો.

**કોભાડ**—અલ્યા એ નિર્લજ તું કોણ છે ?

**અનિરૂદ્ધ**—હજુ મને ઓળખ્યો નહીં ? હું બાણાસુરનો જમાઇ છઉં.

**કોભાંડ**—વિચારીને બોલ. હેઠે આવ નહીં તો આ અસુરો ઉપર આવી તારો પ્રાણ લેશે; શિયાળવાં સિંહ હોય તો કયારનો ગાજી ઉઠે, બેશી શું રહયો છે.

**અનિરૂદ્ધ**—ચિત્રલેહા, મારો હીંચકો છોડયો ત્યારે મારી ગદા કયાં મુકી હતી.

**ચિત્રલેહા**—દ્વારીકામાં.

**અનિરૂદ્ધ**—માર્યા ! હવે હું શાથી લહું ? બારણામાંથી લોઢાની ભોગળ ખેંચી કાઢી બારીએથી કુદી આવી, અસુરોનો ઘાણ કાઢવા માંડયો, અસુર શૈન્યને માર મારી નશાડવા લાગ્યો.

પ્રધાન ડરીને પાછો હટયો, યોદ્ધાઓનું રમખાણ નશાડી પાછો માળીયામાં ચઢયો.

**કોભાંડ**—અંન દાતા, એક છોકરાએ હાક વરતાવી, આપણું શબળ શૈન્ય વણુસાડયું. હમોએ નાશીને પ્રાણ બચાવ્યો છે,

**બાણાસુર**—પ્રધાનજી એવો બળવાન કુંવર કોનો આવ્યો? હવે આપણું શું થશે ? ધ્વજા ભાંગી પડી ત્યારથી મારા મન માં અનેક તર્ક થયાં કરે છે આપણું સગળું શૈન્ય સાથે ચઢાવો, માળીયા ઉપર જઇ જોર બતાવી એને કેદ પકડો.

શબળ શૈન્ય તૈયાર કરી, મહેલ તરફ મોકલાવ્યું, ચોગર દમ હોકારા થવા લાગ્યા, ઉષા શબ્દો સાંભળી ડરવાં લાગી, હવે મારા સ્વામીનું શું થશે ?

**ઉષા**—વ્હાલા હવે શો વિચાર છે? આ સ્થળેથી ચિત્ર લેહા તમને દ્વારિકા મુકી આવશે, માટે હવે પધારો તો સારૂ કેમકે

**શ્લોક**

आपदर्थे धनरक्षे दारान रक्षेद्ध नैरपि
आत्मानं सततं रक्षे दारैरपी धनैरपि

આપત્તિ આવશે ધારીને ધન મેળવવું પણ સ્રીનો નાશ થતો હોય તો ધનવડે તેને બચાવવી પણ આપણા આત્માનો નાશ થતો હોય તો સ્રી અને ધન બેઉ આપી દઇ પ્રાણ બચાવવાં, માટે કૃપા કરી તમારા આત્માને બચાવવા સારૂં અહીંથી ચાલ્યા જાઓ તો સારૂં.

**અનિરૂદ્ધ**—હેં શું કહે છે? શું અહીંથી હું નાશી જાઉં? શા માટે? તારો બાપ મને શું કરશે? એનાથી હું ડરનાર નથી.

**દોહરો**

સુરા રણથી નવ ડરે, દાતા ડરે ન દાન;
પાપી પાપથી નવ ડરે, ગુણીજન ડરે ન જ્ઞાન.

એનાથી ડરવાનું શું કારણ છે? હમણા એના શૈન્યની સામું થઇ પાયેમાલ કરીશ. લાવ પેલી ભોગળ.

**ઉષા**—વ્હાલા આ શું કરો છો! મારો પાપી બાપ આપને દગો કરશે.

**ગાયન**

કરૂં નહીં ન્યારા, પ્યારા, પ્રાણુના આધારરે
નથી ભરોશો તાતનોરે, નથી લાજ એને જરા
કરશે રણે ઘાત...કરૂ

વિલા ન મુકું વાલમાંરે, માની જાઓ, માની જાઓ
આજે મારી વાત...કરૂં

હું રાંકડીને શીદ રડાવો, મુકીને કયાં જાઓ નાથ
કરો છો શું આમ...કરૂં

દૈતડા દાઢ ફાડી રહ્યા છે, તલ્પી રહ્યા છે શાહવા
તમોને તમામ...કરૂં

**અનરૂદ્ધિ**–તાત શું કરશે તાહારો મુજને, શાને માટે
સંતાપે છે બ્હીને બાળા આમ...કરૂં

જો પડું પાછો યુધથીતો, જાંખુ પડે જાદવોનું
મેળવેલું નામ...કરૂં

છોડ હઠ તું હઠીલી આજે, જાવાદેને જાવાદેને
શું કરે છે આમ...કરૂં

ઠામ ફેડી કામ કરીને મારૂં, અસુરોને નશાડી
બતાવું મારી હામ...કરૂં

સુંદરી શું કરવા ગભરાય છે? એવા અસુરો તો મેં બહુ જોયા છે. એમના મોટા ડોળાથી ડરીને આ સિંહનું બચ્ચું કદી પાછું ફરશે નહીં. મને મુકી દે, બ્હારનાં હોકારા સાંભળી મારૂં હ્રદય ફાટી જાય છે.

**ઉષા**—પ્રાણેશ મને નથી સમજાતુ કે રણ જીતાશે? આપ આમ છેક મતીલા શું થાઓ છો? માનોની? નાહાસ વાથી આપણું શું ખોટું થનાર છે?

**અનિરૂદ્ધ**—ચાલ દુર થા જવા દે મને, ભોગળ હાથ માં લઇ બારીમાંથી કુદી રણમાં આવી ભયંકર પ્રહાર કરવા માંડયો.

**ઉષા—**

પ્રીત કરંતા બ્હોત સુખ, તોડંતા દુખ હોય.

નગર ઢંઢેરો ફેરવું, પ્રીત કરશો કોય.

પ્રીત કરી સુખ લેનકું, સો સુખ દીલકે માંય

જેસે સાપ છછુંદરી, પકડ પીછે પસ્તાય.

અનિરૂદ્ધ શૈન્યમાં આવી, ભોગળને ઝપાટે, અસુરોના મુસ્તક ફોડવા લાગ્યો, ઠેશો મારી કેશ ઝાલી જમીનપર રગદોળવા માંડયા, અસુરોના હથીયાર આવતાં ભોગળથી વીખેરી નાખતો, મરણીઓ થઇ રણમાં ઘુમવાં માંડયું. કોભાંડ ભય પામ્યો શૈન્યને પાછું હઠતું જોઇ, રાયને ખબર કરી, બાણાસુર વાત સાંભળી મહા ક્રોધમાં આવી, હજારે હાથે ધનુશ ધારણ કરી, રણમાં આવ્યો.

**બાણાસુર**—અયે બળવાન કુમાર તું કોણ છે? આ સ્થળે તારે સાથી આવવું પડયું? જે હોય તે સાચું કહે જેથી તારૂં માથું ઉગરે.

**અનિરૂદ્ધ**—બાણાસુર રાજન, તમારા કરના ભારાથી ન જાણશો કે આ બાળક બ્હીએ, મારૂં ઓલખાણ આપને કરાવું? મારા માતાપિતા સચરાચરમાં જાણીતાં છે. વિષ્ણુ કુળમાં હું અવતર્યો છું અનિરૂદ્ધ મારૂં નામ છે, તમારી ઓખાને પરણનાર આ બળવાન છે.

**બાણાસુર**—તારી જીભ સમાલ નહીં તો ધડથી માથું જુદું કરીશ.

**અનિરૂદ્ધ**—માથું જુદું કરતાં જાણજો કે, શ્રોણીતપુર સમુદ્રમાં નાંખીશ.

**બાણાસુર**—(મનમાં) શું કરૂં છોકરો બળવાન, રૂપવાન, ગુણવાન, સઘળું સારૂં છે પણ નીચકુળ જાદવનો દીકરો છે, એટલે મન નથી માનતું, ચાલ છોકરા સામો થઇજા.

**અનિરૂદ્ધ**—અહીં કયાં વાર છે, આ કુમાર તૈયાર છે. યોગરદમથી શસ્ત્રો છુટવા લાગ્યાં મહા શૈન્યમાં અનિરૂદ્ધને ઘેરી લીધો, બાણાસુરે પ્રચંડ બાણ મહાદેવનું આપેલું નાગપાશનું કહાડયું કુમાર વિચારમાં પડયો હવે શું કરૂં ? શંકરના બાણે બંધાવુંજ પડશે, નાગપાશ છુટતાં અનિરૂદ્ધ ભોગળ ફેંકી દઇ બંધાઇ ગયો, તેના સાથે અસુરો કુદાકુદ કરી ખુશી થવા લાગ્યા, બાણાસુરે મહેલમાંથી ઉષા ચિત્રલેહાને ઉતારી, મહેલમાં મોકલ્યાં અનિરૂદ્ધને બાંધી આગળ દોરી લઇ જવા લાગ્યાં,

નગ્રજનો અનિરૂદ્ધને જોઈ વિચાર કરવા લાગ્યા, ઓખાને યોગ્ય પતિ તો મળ્યો છે, પણ પાપી બાપ પરણાવે ત્યારે, અનીરૂદ્ધને કેદમાં પુરી ચોકી મેલી.

**ઉષા**—સખી મારે લીધે, એમણે કેટલું દુખ વેઠયું ? હાય હાય કૃષ્ણ કુળના દીકરાએ મારે માટે કેદ ભોગવી બંધન ખમી પરવશ પેટ ભરી રહ્યા છે.

**છપ્પો**

ધન બીન ધીક અવતાર, નારી બીન મંદીર જેસે;

ધીક નયન બીન દેહ, સ્નેહ વીણ સજ્જન તેસે.

ધીક બધીર સુર ગાન, ગુણ બીન ચંચળ નારી;

ધીક નીત પ્રત્યે ભીખ, વંઢળકું હાસ્ય વિહારી.

ધીક દાતા બીન પાત્ર, ધીક ઘ્રત વીણ ભોજન કરે;

ઇ-તેકો જીવતે ધીક પડયો, જે નીત્ય પેટ પરવસ ભરે.

મારે માટે કેટલું દુખ, વડશશરા શ્રી કૃષ્ણજી, તમારો પુત્ર મહા શંકટમાં છે, તેને છોડવો મારા પાપી તાતને તો આપનું નામ લીધે પણ ઝેર પડે છે પણ

## શ્લોક.

येषां श्री मद्य शोद्रा सुत पद कमले नास्ती भक्तिर्नराणां
येषांमाभीर कंन्या प्रीय गुण कथने नानुरक्ता रसज्ञा
येषां श्री कृष्ण लीला ललीत रसकथा सादरं नैवकर्णौ
धिक्तान धिक्तान धिगेतां कथ यतिसततंकिर्तनस्थो मृदंग

શ્રી જસોદાના પુત્રના ચરણમાં જેની ભક્તિ નથી. ગોપકંન્યાઓના પ્રીય કૃષ્ણના ગુણ જેની જીભ ગાતી નથી. શ્રી કૃષ્ણની મનોહર લીલા જેના કાન શ્રવણ કરતા નથી તેના જીવતરને ધિક છે એવું કીર્તનમાંનો મૃદંગ બોલે છે.

છતાં મારા પાપી બાપને કયાં કૃષ્ણ નામ ઉપર પ્રીતી થવાની છે? હરી હરી મારા ઉપર દયા કરો, શંકર ભોળા, મારા પતિને બંધનમાંથી મુકાવો, સખી તે કેવા કેદમાં કષ્ટ પામતા હશે? પાપી દૈતડા પુરૂં ખાવાનું પણ નહી આપે.

અનીરૂધ્ધને નાગના બંધનથી, બળતરા થવા લાગી, દેહે કષ્ટ થવા માંડયું, ત્યારે આદ્ય શકિતનુ સ્મરણ કરતાં, સચરાચર વ્યાપીની, જુગદંબા પ્રગટ થઇ નાગના વિષની ગરમી હરણ કરી આસીરવાદ દઇ પાછા વલ્યાં, એટલે નારદજી કેદખાનામાં આવ્યા

**નારદ**—કેમ ભાઇ અનીરૂધ્ધ છલ પતિની કંન્યા પરણ્યા છો, માટે હવે હમારી દક્ષણા લાવો.

**અનિરૂદ્ધ**—નારદ કાકા, આ દક્ષણા આપવાનોજ વખત છે, મારો જીવ જાય છે, આ બંધન ખમાતું નથી. તેમાં તમો દક્ષણા માંગો

**નારદ**—એમાં ડરે છે સાનો, ઘોડે ચઢશે તે પડશે, તું ગભરાઇશ નહીં, હું દ્વારીકા જઇ, તને છોડાવાની યુકિત કરૂં છું, નારદ ત્યાંથી નીકળી દ્વારીકા ચાલ્યા,

દ્વારિકામાં અનિરૂધ્ધ ખોવાયાની બુમ પડી રહી છે, જાદ વો વ્યાકુળ થઇ રહયા છે, વસુદેવ ઉગ્રેશન વીગેરે કૃષ્ણ પાસે આવી કહેવા લાગ્યા પ્રભુજી કેમ બેસી રહયા છો ? કુમાર નથી જડતો.

**કૃષ્ણ**—સા માટે સૌ ફીકર કરો છો ? એ તો આપણી કુળદેવીનો ચાલ છે, જુઓની બાર વર્ષ લગી હું ગોકુળમાં રહયો હતો પ્રદ્યુમાનનુ હરણ થયું તે શોળ વરસે આવ્યો, તેમ એ પણ આવશે !

આમ વાતો કરે છે એટલે નારદ આવ્યા,

લ્યોને આ છોકરાના કાકા આવ્યા, એ સર્વત્ર ગામી છે, એટલે કંઈ પણ જાણુતા હશે.

નારદજી અનિરૂધ્ધની કંઈ ખબર છે ?

**નારદ**—આજે પુછો છો ? જેને ઝાઝા દીકરા તેમાથી એક ખોવાય તો કયાંથી યાદ યાવે મહારાજ બાળકો ઉપર તમારો ધાક નથી.

**કૃષ્ણ**—શમાન વયનાં છોકરાં થાય એટલે શું કહેવું જુઓને એ તો ચાલ્યુંજ આવે છે

**નારદ**—તમારા અનીરૂધ્ધને ઉષાની સખી ચિત્ર લેહા દ્વારિકામાં આવી ચોરી ગઇ છે.

**કૃષ્ણ**—મારૂં સુદર્શન ચોરી કરે ત્યાં ચોરી થાય નહીં.

**નારદ**—મારા જેવા સાધુ પુરૂષ મળે તો ચક્ર વાતો કરવા બેસે એટલે પછી શું.

**કૃષ્ણ**—વાહ નારદજી ત્યારે પાંસે રહીને ઘર ભરાવ્યું દેખાય છે.

**નારદ**—ઘર ભરાવ્યું કે મંડાવ્યું ? કંન્યા આવે ત્યારે જો જો બહુ રૂપાળી છે.

**કૃષ્ણ**—વારૂ ત્યારે હમણા શી ખબર છે !

**નારદ**—હમણા બાણાસુરે અનિરૂધ્ધને બાંધી, કેદમાં ઉંધે માથે ટાંગ્યો છે. નીચે અગ્ની શળગે છે, લીલા વાંસ ના સપાટા પડે છે, ભાગ્યમાં હશે તો છોકરો જીવશે.

**કૃષ્ણ બળદેવ**—અરે મારા પુત્રને કેદમાં !! ઉઠો ઉઠો જાદવો, જુઓ છો શું, છપન કોટી જાદવો હથીઆર લઇ ઉઠયા,

ગરૂડે પોતાની કાયા વધારી, તેના ઉપર જાદવો લઇ શ્રો ણીત પુરની ભાગળે આવ્યા. નગ્રને સાત ચોકીના કોટ હતા છેલ્લામાં અગ્નિ શળગતો હતો, તેમાં ગરૂડે ચાંચમાં પાણી ભ રી લાવી અગ્ની શાંત કર્યો.

કૃષ્ણજીએ નગ્ર બારણે ઉતારો કર્યો, પ્રભુના આવતાની સા થે અનિરૂધ્ધના બંધન છુટી ગયા જેથી કુમારે જાણ્યુ કે પ્ર ભુજી આવ્યા,

બાણાસુરને ખબર કહાવી કૃષ્ણજી જાન લઇને આવ્યા છે, માટે ઉષાને પરણાવતાં કેટલીવાર છે, બાણાસુરને મહા ક્રોધ ચડયો. પોતાનું શૈન્ય લઇ લડવા ચડયો.

**બાણાસુર**—ઉછંકલ જાદવો, તમારા સુતે રૂડું કર્યું છે તેનો પક્ષ કરી લડવા આવતાં લાજ ન આવી.

**કૃષ્ણ**—વેવાઇ હમે કયાં લડવા આવ્યા છીએ, હમે તો જાન લાવ્યા છીએ.

**બાણાસુર**—ઠીક છે જાન લાવ્યા છો તો, પહેરામણી એવી આપું કે, શગળાને જમપુર જવું પડે.

**કૃષ્ણ**—જાદવો વેવાઇને માન આપો. કહેતાના સાથે હજારો હથીયાર લઇ, બાણાસુરની સામા દોડયા, ભાલાઓથી કવચો તોડી નાખવા માંડયા, ચોગરદમ દદામાં વાગ્યાં, રણ-તુરો ગાજ્યાં.

બાણાસુરે શંકરનું ધ્યાન કર્યું, એટલે ત્રિપુરારી પોતાનું શૈન્ય લઈ ભકતની વ્હારે આવ્યા, શંકરને ચરણે નમી રાય કહેવા લાગ્યો, જુઓ ભોળા પ્રદુમાનના દીકરાએ આવી મારી ઉષાને ભોળવી, તેને મેં ન મારતાં કેદમાં પુરી જીવતો રાખ્યો છે, ત્યારે આ જાદવો વગર વિચારે ઉલટા લડવા આવ્યા છે.

**શંકર**—જાદવો સમજો છે શું, ડાકણ શાકણ ભુત ભૈરવો જાદવો સામુ ધસ્યા.

અલ્યા કૃષ્ણ ગોવાળા તને આવા દીકરાની વ્હાર કરતાં લાજન આવી.

**કૃષ્ણ**—ભિક્ષાટન કરનાર, ભાંગ ગાજામાં ચકચુર રહેનાર, સ્મશાનવાશી તમો શું સમજો ?

**શંકર**—ન હોય આ માખણ ખાવાનું, કરતાં શંકરે કોપ કરી હથીયાર લીધાં, હરીહર સામસામા લડવા લાગ્યા, દેવતા ડરવા લાગ્યા, હવે શું થશે ? આજ પૃથ્વી રસાતાળ જશે.

બાણાસુર હજાર હાથે ધનુપ ધરી લડવા લાગ્યો, અસુરો ઉલટયા જાદવો ગભરાવા લાગ્યા.

કૃષ્ણે ક્રોધ કરી સુદર્શન બાણાસુર ઉપર મુકયું તેના સાથે વડના પાંદડાની પેઠે ખરખર કરતાં હાથ છેદાઇ નીચે પડવા લાગ્યા. બાણાસુર બરાડા પાડવા લાગ્યો, અસુર શૈન્યમાં હાહા કાર વરતાયો, એટલે રાયની માતા, કોટડારણમાં આવ્યા તેને જોઇ જાદવો હસવા લાગ્યા.

**કોટડા**—કૃષ્ણજી આ મારા શળી સરખાં છોકરાંને ઉગારો. એને મારશો નહી.

જાદવો વેવણને જોઇ આનંદ પામ્યા, જુઓ અલ્યા વેવણ આવ્યાં કેવાં એમનાં ચાળા છે, કેવી મોટી ઉચી પહોળી છે જેનો વીચીત્ર વેશ. માથે મોટા દોરડા જેવા જાડા કેશ ખરેખર આપણા વેવણ તો રઢીયાળાં મળ્યાં છે.

બાણાસુરના નવશે છન્નુકર છેદી ચક્ર પાછું વળ્યું, એટલે બાણાસુર શંકર પાસે આવી કહેવા લાગ્યો, ભોળા તમારા આપેલા હાથ કૃષ્ણે છેદયા, તમારૂં વરદાન કૃષ્ણે નષ્ટ કર્યું.

**શંકર**—બાણાસુર મારા આપેલા કર છેદનાર છે કયાં ? શંકરને પાછો કોપ ચઢયો, નંદીપર ચઢી હરીહર પાછા મહા સંગ્રામ કરવા લાગ્યા, રૂધીરની છોળો ઉડવા માંડી, હજારો

યોધા રણમાં પરાજ્ય પામવા લાગ્યા, હરનો ક્રોધ વધ્યો, દીશા સુન્ય થઇ, દીગપાળો ડોળવા લાગ્યાં, શંહાર રૂપ સ્રષ્ટી ભાશવા લાગી, ત્યારે બ્રંહ્માને મહા ચીંતા થઈ તેથી બેઉની સ્તુતી કરવા લાગ્યા,

**બ્રંહ્મા— લાવણી**

નમુહરીહર એક સ્વરૂપ છો અંતર જામી,
સચરાચર વ્યાપક ઇશ તમો બહુ નામી.
જય જય ત્રીભુવન તાત દયાળુ દેવા
જય મન મોહન મહારાજ કરૂં પદ સેવા
જય જય નૈલોચન જય જય હેત્રિપુરારી
જય જય બંશીધર ગરૂડ ધ્વજ બલીહારી
જય વિષધારી મહારાજ તમો શુળપાણી
જય નારાયણ નરશિંહ વદે વેદ વાણી
તમો અગમ નિગમ શચરાચર વ્યાપક સ્વામી
બેઉ કરો કરૂણા આજ હવે બહુ નામી.

જય ભોળા, જય કમળાપતી, હવે બહુ થયું. શંહાર થઇ જશે, હવે ક્ષમા કરો, શીવે ચાંપ ફેંકી દીધું, કે હરી હેઠે આવી ભેટી પડયા.

**ગીતી**

બાણાસુર કરગતો, ક્ષમા કરો મહારાજ રંક જાણી
કરમે કર છેદાયા, મુસ્તક શરણે રાખો બહુ નામી

પ્રેમે પુત્રી પરણાવું, જાન તેડાવો વાર નથી મારે

મુસ્તકપર કર મેલ્યો, પીડા વામ્યો કર છેદાયાની ત્યારે

**કૃષ્ણ**—ગરૂડજી દ્વારીકા જઇ આપણો પરીવાર તેડી લાવો ગરૂડ જઇ શોળ હજાર એકસો આઠ ગોપી, કૃષ્ણના કુમારો આદિને તેડી શ્રોણીતપુરમાં આવ્યા.

કારા ગૃહમાંથી અનિરૂદ્ધને છોડી લાવી સગાં સાથમાં ગરૂડે મેલ્યાં.

**જાદવો**—અનિરૂદ્ધ ભાઈ છાના કન્યા પરણ્યા તે જરા બતાવો તો ખરા, કુમારે શરમાંઈ નીચું જોયું. કૃષ્ણ કહે શરમાય છે શાનો એતો આપણા કુળની રીત છે.

કૃષ્ણને ઉતારો આપ્યો, બાણાસુરે મોટા મંડપો બંધાવ્યા, લગ્નની ધામધુમ કરવા લાગ્યા. ઉષા અનિરૂદ્ધને પીઠી ચડવા માંડી.

**લક્ષ્મીઆદી**— **ગીત**

આદિતની ધરૂણી તમો નીંદ્રાથી જાગો, અનિરૂદ્ધને તેલ
સંચારો, રન્યાદેવ આવજોરે.

બ્રમાની ધરૂણી તમો નિંદ્રાથી જાગો, અનિરૂદ્ધને તેલ
સંચારો. શાવિત્રી આવજોરે.

ઇંદ્રની ધરૂણી તમો નિંદ્રાથી જાગો, અનિરૂદ્ધને તેલ
સંચારોઃ સચી રાણી આવજોરે.

વસુદેવની ધરૂણી તમો નિંદ્રાથી જાગો, અનિરૂદ્ધને તેલ
સંચારો, દેવકીજી આવજોરે.

શ્રી કૃષ્ણની ધરૂણી તમો નિંદ્રાથી જાગો, અનિરૂદ્ધને તેલ
સંચારો કે લક્ષ્મીજી આવજોરે.

પ્રધુમાનની ધરૂણી તમો નિંદ્રાથી જાગો, અનિરૂદ્ધને તેલ
સંચારો, રતિ વહુ આવજોરે.

**બાણામતી પારવતી આદી—**

ગણુપતિની ઘરણી તમો નિંદ્રાથી જાગો, ઉષાને તેલ
સંચારો, શીદ્ધી બુદ્ધિ આવજોરે.
મહાદેવની ઘરણી તમો નિંદ્રાથી જાગો, ઉષાને તેલ
સંચારો, ઉમા ગંગા આવજોરે.
બાણાસુરની ઘરણી તમો નિંદ્રાથી જાગો, ઉષાને તેલ
સંચારો બાણામતિ આવજોરે.
કૌભાંડની ઘરણી તમો નિંદ્રાથી જાગો, ઉષાને તેલ
સંચારો રૂપાવંતી આવજોરે.

અનીરૂદ્ધ ઉષાને પીઠી ચઢી, અનેક પ્રકારે આનંદ કરવા લાગ્યા, વરઘોડાની તૈયારી કરી, કૃષ્ણ કુમારો કેટલા ઘોડે, કોઇ હાથીએ, કોઇ પાલખીએ, કોઇ સુખપાલમાં ચઢતા, સરખે સરખા હાસ્યવિનોદ કરતાં, વાજીંત્રોના સાદમાં આનંદ કરવા લાગ્યા, અનિરૂદ્ધને પોસ ભરી, વસ્ત્રાદી ધારણ કરાવી, ઘોડે ચઢાવી, વરઘોડો ફરવા નીકળ્યો, નગ્રજનો વરને જોઇને સરખી જોડ મળી કહી વખાણવા લાગ્યા, વરઘોડો ફરતો મંડપે આવ્યો પાર્વતી શોળે શણગાર સજી પહોંકવાને આવ્યા.

**લક્ષ્મીજી—**

ધુંશળે ના પ્હોંકારે ઉમીયા, ધુંસરૂં તમારે રથપર જોઇશું
મુશળે ના પ્હોંકારે ઉમીયા, મુશળું તમારે ખાંડવા જોઇશું
રવૈયેના પ્હોંકારે ઉમીયા, રવૈ તમારે વલોવા જોઇશું
તરાકેના પ્હોંકારે ઉમીયા, તરાક તમારે કાંતવા જોઇશું
ઇડીપીડીએન પ્હોંકારે ઉમીયા, ઇડીપીડી તમારા ભુતડાને જોઇશું

વરને પહોંકી મંડપમાં પધરાવ્યા, ગર્ગાચાર્ય મહારાજ લગ્ન સાધવા લાગ્યા માનુનીઓ મળી મંગળ ગીતો સામસામાં ગાવા લાગ્યાં.

## ગીત

સજની આજે મંગળ દીન જાણીએ...પરણે અનિરૂદ્ધ ઉષાને
આજરે રંગીલી સજની...આજે

સજની અનિરૂધ્ધે બાણ ઓળખાવીયા, નહોતા જાણતા કોઈ
જગમાંયરે...રંગીલી

સજની શશરાના ભાર ઉતરાવીયા, કેવા દીપે છે રૂંડા વેવાઈરે
રંગીલી

અમારો અનિરૂદ્ધ લાડે ઉછેરીયો.
રૂડાં ખવડાવ્યા મહીને માખણરે—રંગીલી
તમારી ઉષાને કોઈ વર નાગમ્યો.
એણે પરાણે કર્યાં પરીયાણરે.—રંગીલી

આનંદ કરતાં કન્યા માહયરામાં પધરાવી, ગોત્રો ચાર થવા લાગ્યા. પ્રદુમાન બાણાસુરના સામાં ગણેશ પુજન કરવા બેઠા, કન્યા દાનનો શંકલ્પ કરી, બાણાસુરે અનીરૂદ્ધના હાથમાં જળ આપ્યું એટલે ઉષાએ સ્વામીને નેત્રમાં સાન કરી, બેઉ પરસ્પર હસ્યાં.

મંગળફેરા ફરી વરકન્યા કંસાર જમવા માંડયો એટલે વેવણો ગીત ગાવા લાગ્યાં.

**બાણમતિ—** ગીત

કંસાર જમો જમોરે જમાઈ, તમારી તો રૂડી દીસે છે કમાઈરે
અનિરૂદ્ધ કાળો ને વળી કળીયો, અલ્યા તું તો શીંગની
માંહેથી સળીયોરે
જમાઈ નખ જેવડો ને વળી નાનો, તું કેમ આવ્યો છૈયા અહીં
છાનોરે
હમારીરે ભોળી ઉષા બેન, અલ્યા તારાં ચોરતણાં છે ચેનરે
હમારી ઉષા ન સમજે કાંઈ, અલ્યા તેં તો ઠીક કરી ભવાઈરે
કેવો તને બાણાસુરે ઝાલ્યો, કેવો કાળાગૃહમાં ઘાલ્યોરે
છોરા તારા બાપનો બાપ તેડાવ્યો, તેણે આવીપાયેનમીને છોડાવ્યોરે
રૂડી મળી કન્યા મન રાચ, એકવાર હમારી આગળ નાચરે

**લક્ષ્મી—**

વેવણુ વીચારીને બોલો...એમાં થાય તમારો તોલરે
અમારો અનિરૂધતી ખોમરી... સ્વપ્નામાં ગયો ઉષાને વરીરે
ઉષાના મંનમાં એવર ભાવ્યો...તેણે એને પગે લાગીને તેડાવ્યોરે
બંને વહુવર હળીયાને મળીયાં...જોઈ બાણાસુરના ચીત બળીયાંરે
હમારા કૃષ્ણજી જ્યારે રહયા...તેણે વેવાઈ કીધા ઠુંઠારે
રણમાં રઝળ્યા રાણાના અંગુઠા...છોડી આપીને જીવતાછુ ટયારે
મોઢામાં મારીને કંન્યા લીધી...ઘર વસાવાને વહુવર કીધીરે

વર કંન્યા કંશાર જમી રહ્યા, શગળાને ભોજન કરાવ્યાં, રંગરેલ કરતાં જાનીવાસે આવ્યા બીજે દીવસે બાણાસુર આવી કૃષ્ણને કહેવા લાગ્યા મહારાજ પહેરામણીની યાદી આપો તો સારૂ.

**કૃષ્ણ**—હા લખી મોકલશું અરે જાંબુવંતી શત્યભામાં વેવઇને ત્યાંથી પહેરામણી માટે યાદી માગી છે માટે લખી આપો. લક્ષ્મીએ લખાવા માંડયું. અક્રુરજી લખવા બેઠા.

### ગીત

લક્ષ્મણજી કહે છે લખોરે કાગળમાં...એક લક્ષ માંતંગ લાવજોરે
પાંચ લક્ષ તોરંગ પાણી પંથા...સાજ સંગાથે મંગાવજોરે
રથ શુરભીઓ ઉંટને ખચ્ચર...દશ હજાર નીરધારજીરે
પાલખી મેના અને શુખપાળો...પાંચ હજાર આવારજીરે
શતભામાં કહે કશરના રાખશો...આપનાર ભોળા નાથજીરે
ફરી ફરી એ વેવાઇ થઇને નહીં આવે આપણે હાથજીરે
પામરી પટ કુળ લાવજો રૂડાં. શાડીઓ શોળ હજારજીરે
એકસો આઠ પટરાણીઓ માટે. લાવો શોલે શણગારજીરે
સુભદ્રા બેન હમારા ભોળા તેને ચંપક વરણા ચીરજીરે
અનેકરથ હાથી ઘોડા આપો તો લેશે શ્યામ શરીરજીરે
પ્રદુમાન તમારા વેવાઇ. મનાવો તેહનું મંનજીરે
રતી રાણી હમારા લાડવાયા. જેની કુખે જનમ્યુ રતનજીરે
જમાઇને જે આપો તે થોડું એમા તે સાનો ઉપકારજીરે
ભુરશી દક્ષણા આપો બ્રાહ્મણને જેથી થાય જયકારજીરે

બાણુ સુરને પત્ર આપતાં શંકરને નમ્યો, યથાસ્થીત ૫ હેરામણી કૃષ્ણુજીને આપી. પગે લાગી બોલ્યો મહારાજ આજે અશુર કુળ પાવન કર્યું હું તમારો ઉપકારી છું, કૃષ્ણે માથે હાથ મેલ્યો. હુ તારા પર પ્રશન છઉં.

શથ્રલાને વીદાયગીરી આપી. બાણુમતી દીકરીને છાતી સાથે દાબી કહેવા લાગ્યા બાપુડી જગતમાં લાજ વધારજે. સાસુ સસરાને, માતપીતા શમાન ગણી સૌ સગાંથી સંપ રાખજે.

**ચિત્રલેહા**—વ્હાલી શખી હવે તો શાશરે ચાલ્યાં.?

શાણી શગુણી શાહેલી જાયે શાશરે
રહેવું સાસુ સસરા કેરી આજ્ઞામાંય.
વ્હાલી વાલમ કેરી વીરૂદ્ધ ના બોલવું
રહેવું શીયલ સાચવીને સદાય.
વ્હાલી લાડકડી શાણી તું ચાલી શાશરે
નણદી જેઠાણીના સામાં નવ બોલીયે
સ્હેવાં નણદી કેરાં રૂડા ભુંડા વેણ.
સ્વામી કેરી આજ્ઞા કદી નવ લોપવી
રાખજે મેના વસ મન મારી બેન.—વાહલી
સર્વે સગાં ઉપર સરખો સ્નેહ રાખજે
કહેજે શર્વને હમારા નમસ્કાર.
મારી લાડકડી તું વેગે વેલી આવજે
ડાહીને નવ કહેવું પડે કોટીવાર—વ્હાલી.

**ઉષા**-મારી ચીંતા નવ કરશો વાલી બેનડી
રાખજો દાસીપર સખી અદકો ભાવ
મારી શાહેલીઓ વેણો મેં શીરે ધર્યા

**ચિત્ર**-મારી વાલી શખી ધીમા ધીમા જાવ.—વ્હાલી.

**ચિત્ર**—સખી રત્નાગરમાં જીલતાં, આ તારી ગરીબડી સખીને સંભારજે, વળી મારૂં બોલ્યું મનમાં આણીશ નહીં,

**ઉષા**—મારી વ્હાલી સખી, તારો ઉપકાર જીવતાં સુધી હું ભુલીશ નહીં.

રથો તૈયાર કરી વાહનો ઉપર જાદવો ચઢવા લાગ્યા વાજીત્રો વાગવા લાગ્યાં, વરકંન્યા રથમાં બેશી ચાલવા લાગ્યા.

**પાર્વતિ બાણુમતિ— ગીત**

કરતાં ગીતાં ગાતાંસોર લાખેણી લાડી લઇ ગયોરે
આવ્યો દ્વારિકાનો ચોર લાખેણી
ચાર્યાં વૃંદાવનમાં ઢોર–લા. એતો કહાવે નંદકીશોર–લા.
માખણ છાશ નો પી નાર–લા. ગોપી આગળ નાચનાર–લા.
મામા માશીને મારનાર–લા. એ છે જાતનો ભરવાડ–લા.
સુણી ગીત હસ્યા મોરાર–લા. વળતી ગાય જાદવની નાર–લા.
ઉત્યાજી ત્યા શંકર નાથ–લા. કાપ્યા બાણાસુરના હાથ–લા.
કૃષ્ણે તોડી નાખ્યો ટેક–લા. લીધી કંન્યા એકની એક–લા.
અનિરૂધ્ધે વરતાવી હાક–લા. બાણાસુરનું વાઢયું નાક–લા.
હમારા બળીયા સુંદીર સ્યામ–લા. તેણે રાખી તમારીમામ–લા.
ગાતાં ગાતાં છુટાં પડયાં, આંસુ નીહાળતા. બાણામતિ પાછાં વળ્યાં, વહુવર લઇ કૃષ્ણજી દ્વારીકામાં આવી, ગોત્ર દેવ્યાને પગે લગાડયા, સોનાની થાળીમાં, મોહોર વીંટીઓ, મેલી એકી બેકી રમવા લાગ્યા, ત્યાંથી ઉઠી શઘળી સાસુઓને ઉષા પગે લાગ્યાં,

**રૂક્ષમણી**––ઉષાબાઇ. હમારા કુંવરને તમોએ હરણ કરી મંગાવ્યો પણ આખરે તમોજ હમારે ત્યાં આવ્યા સહુને પગે લાગ્યા પણ જાબુંવતી અને રીછડીને નમ્યા નહીં, એટલે એઉ જણા રીસાયાં

કૃષ્ણે કાલાવાલા કરી તેઓને પગે લગાડ્યાં.

**જાબુંવતી રીછડી**––વહુજી હમારા આશીરવાદથી જાદવા સ્થળીમાં તમારો પુત્ર વજ્રકુમાર ઉગરશે અને દ્વારિકાનુ રાજ્ય કરશે.

એ રીતે ઉષા અનિરૂદ્ધ સુખરૂપ સંસાર સુખ માણવા લાગ્યા, તો જે સ્ત્રી પોતાના પતિ ઉપર પ્રેમ રાખવા અનેક શંકટો સહન કરે છે તેઉષા સમાન કીર્તિ મેળવનાર થાય છે, આર્ય બાળાઓ શઘળું સુખ પોતાના પતિથી છે, અને પતિ વ્રત એજ શ્રેષ્ટ છે.

भर्तादेवागुरूर्भर्ता धर्म तिर्थ व्रतानिच
तस्मात् सर्व परित्य ज्यपति,मेकं भजंत्साति

**દાહરા**

શિવા વૃંદા રૂકિમણી...સતિ સુકંન્યા સાર.
દમયંતિને પાર્વતિ...ઉષા સુદ્ધ સતિનાર.
સતિને પંથે ચાલતાં, નમળે જન અપવાદ
સુનિતિને ધારણ કરો, રહે મહિલા મર્યાદ
ચુકશો નહીં પતિવ્રત કદીં, નિરમળ રાખીમન
લાભમળે પર લોકમાં, લલના ધનજીવન
દોપન દેશોદીનને, વાંચો ધરી મન કોડ
નથી યોજક કે હુંકવી માફી માગું કરજોડ

धर्मार्थ काम मोक्षाणां, यस्यकोऽ ापिन विद्यते ·
अजागलस्तन स्येव, तस्य जन्म निरर्थकंम

**ગરબો**

સતિ સ્નેહ સાથ પતિ પંથે વિચરોજે
જેથી જગે જશ તેના ગવાયજે
સતિ પંથ પ્રેમ થકી પાલીએજે
સુદ્ધ સતિ વૃંદા જેણે સત્યે રાખ્યું માપ,
હરીએ આવી છળતાં પોતે પામ્યાં ત્યાંહે શ્રાપ.
સતિ રૂકિમણીએ વર્યા કૃષ્ણ ટેકથીજે
ટેક કાજે બળ્યાં ઉમા યજ્ઞ માયજે–સતિ
વનમાં વિચરી પાર્વતિએ રીઝવ્યા શંકરનાથ,
કુરૂપ થયાતા ભોળા તોએ પ્રેમે જાલ્યો હાથ.
દમયંતિ કેરૂં દુખ દિલ ધારીનેજે
રાખો માપ સમજી આપ મંનમાંયજે–સતિ

અનિરૂદ્ધ ઉષાને વરતાં થઈ ઝાઝી વઢવાડ,
પ્રેમે અરપી કાયા પોતે પુરાં કીધાં લાડ.
એવાં પ્રેમીલા જોડાંને ચિત્ત ધારોનેજો
પંથ ખંત રાખી વિચરો સહાયજો–સતિ

## સતિ ઉષા સમાપ્ત.



# મહિલા મર્યાદના અગાઉથી ગ્રાહક થઈ આશ્રય આપનારના મુબારક નામ.

સુરત.

૨૫ રા. રા. શેઠ ભગુભાઇ દુવારકાદાસ માહાજનના શેઠ
૧૧ રા. રા. નગરશેઠ બાપુભાઇ ગુલાબભાઇ
૫ શેઠ રણછોડદાસ દાયાભાઇ વરજદાસ વીઠલદાસવાળા
૫ શેઠ જશવંતલાલ ગોરધનદાસ વેરાગીવાળા
૫ શેઠ બાલુભાઈ ઠાકોરદાસ
૫ શેઠ ભગુભાઇ જમનાદાસ મોતીરામ નરશીદાસવાળા
૫ શેઠ રતીલાલ નારણદાસ
૫ શેઠ ગંગાદાસ વરજદાસ ભરતીઆવાળા
૫ શેઠ હીરાલાલ ઠાકોરદાસ ભજીઆવાળા
૫ શેઠ ભગુભાઇ રશીકદાસ શરૂાવાળા
૨ શેઠ મંગળભાઇ પુજીઆજી
૨ શેઠ પ્રાણજીવનદાસ દુલભરામ
૨ શેઠ ચુનીલાલ ફીલાભાઇ
૨ બાવાજી પીતામબરદાસજી મનોરદાસજી
૧ શેઠ મોતીરામ સુંદરલાલ ખાંડવાળા
૧ ,, છગનલાલ નાગરદાસ દલાલ
૧ ,, જેકીશનદાસ હીરાચંદ પચીગર

૧ ,, મગનલાલ નારણદાસ

૧ ,, ચીમનલાલ ગોકળદાસ

૧ ,, નાથુભાઇ ખુશાલદાસ હીરાગરૂ

૨ ,, મગનલાલ પરભુદાસ

૧ ,, પરભુલાલ જમનાદાસ ઘડીઆલી

૧ ,, મંછારામ મોતીરામ

૨ ,, આતમારામ ત્રીભોવનદાસ વેશમાવાળા

૧ ,, વીઠલદાસ પ્રાણજીવનદાસ વેશમાવાળા

૩ ,, ચુનીલાલ કીરતમરામ કનશારા

૨ ,, કાળીદાસ લાલભાઇ ઘંટીવાળા

૧ ,, સોની નારણદાસ નાગરદાસ

૧ ,, ગુલાબશીંગ માધવશીંગ દ્રેશવાળા

૧ ,, રૂપચંદ અભેચંદ શીર્હાન્તેગ

૨ ,, ગુલાબદાસ દ્વારકાદાસ વેરાગીવાળા

૧ ,, ભુખણદાસ વનમાળીદાસ

૨ ,, શાવકશા ફરદુનજી કાપડીઆ

૨ ,, દાદાભાઈ નવરોજજી વાડીઆ ટેલીગ્રાફ ઇન્સ્પેકટર

૧ ,, ચીમનરાવ હરીભાઉ મોડીલે

૧ ,, નાનાભાઈ મોતીરામ બંનીવાળા

૧ ,, કીલાભાઇ મુળચંદ

૧ ,, નાનાભાઇ ભગુભાઇ શેઠીઆજી

૧ ,, દ્વારકાદાશ મોતીરામ દાદાવાળા

૧ ,, પરભારામ મોતીરામ દીવાન

૧ ,, દ્વારકાદાસ પરશોતમદાસ શેઠીઆજી

૧ ,, દાયાભાઇ લલુભાઇ દાદાવાળા

૧ ,, છોટુભાઇ ઠાકોરભાઈ ચકાવાળા

૧ ,, ચીમનલાલ દાયાભાઇ વેરાગીવાળા

૧ ,, છગનલાલ ગોરધનદાસ પારેખ

૧ ,, ચુનીલાલ છબીલદાસ કાપડીયા

૧ ,, કીકાલાલ નગીનદાસ કાપડીયા

૧ ,, હરીભાઇ દયારામ કીનખાબવાળા

૧ ,, ઇશ્વરદાસ માણેકલાલ લોખંડવાળા

૧ ,, ચુનીલાલ પરસોતમદાસ પશતાગીઆ

૧ ,, બેચરભાઇ ગણેશભાઇ

૧ રા૦ રા૦ વીઠલદાસ નવલરામ

૧ રા૦ રા૦ ધીમતરામ નવલરામ

૧ શેઠ છગનલાલ મોતીરામ પારેખ

૧ ,, ઠાકોરદાસ દુલભરામ તારમાસ્તર

૧ ,, લાલભાઇ સ્ટાંમ્પઓફીસવાળા

૧ ,, નગીનદાસ દુલભરામ

૧ ,, ત્રીભોવનદાસ ભગવાનદાસ કાપડીઆ

૧ ,, છોટુભાઇ દાયાભાઇ કાપડીઆ

૧ ,, રશીકદાસ ઇચ્છારામ ટીકીટમાશતર

૨ ,, નગીનદાસ રંગીલદાસ ઠક્કર

૧ ,, બાલુભાઇ લાલભાઈ જમનાવેણીવાળા

૧ ,, બાલુભાઇ પરસોતમદાસ

૧ ,, નરોતમદાસ હીરાચંદ

૧ ,, નરોતમદાસ ત્રીભોવનદાસ

૧ ,, ચંદુલાલ ખુશાલચંદ મોદી

૨ , ડાકટર ગંગારામ નરોતમદાસ

૧ ,, ઠક્કર નાનાભાઇ જીવણરામ

૧ ,, નગીનદાસ છગનલાલ ઠક્કર

૧ ભાઇ દેવચંદ ધનજી

૧ ,, કુબેર રગનાથ

૧ શેઠ ભુખણદાસ શંકરદાસ

૧ ,, નારણ રામશા

૧ ,, ભાઇદાસ જમનાદાસ

૧ ,, નાથુભાઈ ઘેલાભાઇ ગાંધી

૧ ,, ઠક્કર હીરાલાલ ચુનીલાલ

૧ ,, હરગોવનદાસ રામચંદ્ર રંગુનવાળા

૧ ,, ઠાકોરદાસ છબીલદાસ

૧ ,, કલ્યાનદાસ ભુલાભાઈ

૧ ,, મોતીરામ ભગવાનદાસ

૧ ,, નગીનદાસ મોહનભાઇ જરીવાળા

૧ રાણા હરકીશન પીતાંમ્બર

૧ ,, ભાણાભાઇ માણેકચંદ

૧ શેઠ નેમચંદ પ્રેમચંદ શરૂરી

૧ ,, બીજલાલ હરકીશનદાસ સુખડીઆ

૧ ,, લાલભાઇ હરકીશનદાસ સુખડીઆ

૧ ,, દાયાભાઇ નરોતમદાસ

૧ ,, મોતીરામ ભીખાભાઇ દક્ષણીપાઘડીવાળા

૧ ,, ગીરધરદાસ રણછોડદાસ

૧ ,, ભગવાનદાસ ગંગારામ

૧ ,, છોટુભાઇ વલભભાઇ

૧ ,, છગનલાલ નાથુભાઇ

૧ ,, મગનલાલ ભગવાનદાસ સુખડીઆ

૧ ,, ગુલાબદાસ મગનલાલ

૧ ,, ભાઇદાસ તુળશીદાસ કાપડીયા

૧ ,, બાલુભાઇ ચુનીલાલ ઝવેરી

૧ ,, જેકીશનદાસ ભાઇશંકર

૧ ,, માણેકલાલ નરશીદાસ

૧ ,, મગનલાલ તુળજારામ

૧ ,, છોટુભાઇ ભાઇદાસ વોશીંગ કુંપવાળા

૧ ,, ચંદુલાલ સુરજરામ મરચન્ટ

૧ ,, નરોતમદાસ માણેકલાલ

૧ ,, ભેલાભાઇ ભગવાનદાસ ચોકસી

૧ ,, રણછોડદાસ કશનદાસ ભાતનાવેપારી

૨ શેઠ મંગલદાસ મોતીરામ શનલાઇફ ઇન્સ્યુરન્સ કંપનીના એ.

૧ ,, ત્રીભોવનદાસ ગોરધનદાસ પોપાવાળા

૧ ,, ઠાકોરભાઈ છગનભાઇ ડેપ્યુટી

૧ ,, નરોતમદાશ પ્રાણજીવનદાશ મુલાજી

૧ ,, તુળશીદાશ ત્રીભોવનદાશ તાર માસ્તર

૫ ,, ત્રીભોવનદાસ ગોવનનદાસ તારકશ

૨ ,, હરીભાઈ દાયાભાઈ તારકશ

૧ ,, દોલતરામ પ્રાણજીવનદાસ તારકશ

૧ ,, દયારામ મુળજી

૨ ,, દામોદરદાશ માણેકલાલ થર્ડ કલાશ માજીસ્ટ્રેટ

૧ ,, ગંગારામ કેવળદાશ પારેખ

૧ ,, જેકીશનદાસ છબીલદાસ

૧ ,, તાપીદાસ ગોવનદાસ હાથી

૧ ,, જડીઆ હીરાલાલ કાહાનદાસ

૧ ,, શેઠ લલુભાઈ કશનદાશ

૧ ,, લલુભાઈ અમીચંદ શુખડીઆ

૧ ,, લલુભાઈ છગનલાલ પથ્થરના વેપારી

૧ ,, રણછોડદાશ મોતીરામ જરીવાળા

૧ ,, તુળશીદાસ દાયાભાઈ બંગાળી

૧ ,, તાપીદાશ શીવલાલ જરમરના દાગીનાવાળા

૧ ,, ગીરધરલાલ હરકીશનદાશ ચોકશી

૧ ,, ભેલાભાઈ ભગવાનદાસ ચોકશી

૧ ,, રામચંદ્ર નારણશંકર **(ભરૂચ)**

૧ ,, નાથુલાલ એન્ડ છોટાલાલ

૧ ,, ઠાકોરદાસ કાશીદાશ ગાંધી.

૧ ,, ચુનીલાલ ફકીરચંદ

૧ ,, મોતીલાલ કશનદાસ પારેક.

૧ ,, રતનલાલ છછારામ શાહા.

૧ ,, દાયાભાઈ ગુલાબદાસ સ્ટેશન માશતર

૧ ,, ઇચ્છારામ પાણુંભાઇ શુખડીઆ
૧ ,, લીલાભાઇ દાયાભાઇ શુખડીઆ
૧ ,, ભગુભાઇ ફકીરભાઇ પોસ્ટ માસતર.
૧ ,, ઠકકર ગીરધરલાલ સુરજરામ
૧ ,, છગનલાલ કાલીદાસ
૧ ,, ઘી વાલા હરગોવંનદાસ કેસુરદાસ
૧ ,, સોની જમીએતરામ જગજીવંનદાસ

## મુંબાઈ

૨ શેઠ લાલભાઇ દામોદરદાસ
૫ શેઠ નાનાભાઇ નગીનદાશ શટ્ટાવાળા
૧ શેઠ ચુનીલાલ દયારામ બગાઇવાળા.
૨ ,, સપટ કુા. ના માલીક વૈદ પુરશોતમ નેણશી
૧ ,, ઠાકોરદાસ ગોરધનદાસ બેંકવાળા
૧ ,, હરીભાઇ નારણદાસ જરીવાળા
૧ ,, મોતીરામ પરશોતમદાશ બેંકવાળા
૧ ,, ચુનીલાલ નારણદાસ જરીવાળા
૧ ,, નાનાભાઇ કશનદાસ
૧ ,, નગીનદાશ વરજદાશ
૧ ,, ભીખુભાઇ ડાહ્યાભાઈ કાપડીયા
૧ ,, નરોતમદાસ મયારામ
૧ ,, લલુભાઇ નરશીદાસ કાપડીયા
૧ ,, હીરાચંદ ખુશાલચંદ
૧ ,, હીરાલાલ નરોતમદાશ
૧ ,, હરકીશનદાશ મંછારામ
૧ ,, રણછોડદાશ લલુભાઇ
૧ ,, લીલાધર ચતુરભુજદાશ
૧ ,, મંગલદાશ લક્ષ્મીદાશ
૧ ,, ગોકળદાશ દેવચંદ
૧ ,, પંડયા જગન્નાથ શેવકરામ
૧ શેઠ હેમચંદ તલકચંદ

૧ ,, વીઠલદાશ પુંજાભાઈ
૧ ,, ત્રીકમદાશ જાદવજી
૧ ,, છગનલાલ ઘેલાભાઇ જવેરી
૧ ,, રતીલાલ નારણદાશ ભાઇશેઠવાળા
૧ ,, દાયાભાઇ ચુનીલાલ જવેરી
૧ ,, કશનદાસ હરીદાસ કાપડીયા
૧ ,, વીઠલદાશ ધરમશી
૧ ,, નગીનદાશ જવેરશા જરીવાળા
૧ ,, નરશીલાલ માણેકલાલ
૧ ,, અમરતલાલ લલુભાઇ જીરા ખાતે
૧ ,, ચુનીલાલ પરભુદાસ જવેરી.
૧ ,, હીરાભાઇ મગનલાલ જવેરી
૧ ,, લીલાધર કાલીદાશ જુદા
૧ ,, મગનલાલ ભાઇદાશ
૧ ,, ગુલાબદાશ નગીનદાશ ભગત
૧ ,, ગંગાદાશ ભાઇદાસ
૧ ,, મગનલાલ લાલભાઇ
૧ ,, નરોતમદાસ ભગવાનદાસ
૧ ,, અમરતલાલ મોહનલાલ ગાંધી
૧ ,, નંદલાલ કાહાનજી
૧ ,, મગનલાલ કકલદાશ કાપડીઆ
૧ ,, ઘેલાભાઇ નરોતમદાસ
૧ ,, વલભદાસ લખમીદાસ
૧ ,, દોલતરામ પ્રાણશંકર નવસારી
૧ ,, અમથાદાસ ગોકળદાસ નવસારી
૧ ,, લલુભાઇ લાલદાસ નવસારી
૨ ,, છોટાલાલ ભગવાનદાસ પરવટીયા મુંબાઇ
૫ ,, ચુનીલાલ ત્રીભોવનદાસ માન્ડલા
૧ ,, ઉત્તમરામ મુગટરામ રંગુન
૨ ,, મગનલાલ દલપતરામ પારડી
૨ ,, છબીલદાસ કશનદાશ માણેકચોક મીલના મેનેજર અમદાવાદ
૧ ,, વૈદ્ય કસનજી કલાણજી લખતર

૧ ,, સોની મણીલાલ જગજીવંનદાસ ભરૂચ
૧ ,, પચીગર ઠાકોરદાસ દામોદરદાસ ,,
૧ ,, કાપડીઆ મગનલાલ મથુરાદાસ સુરત.
૧ ,, દેવશંકર ત્રંબકરામ ગોર વાગરા
૨ શેઠ કલ્યાણચંદ દેવચંદ
૧ ,, પ્રેમશંકર દેવશંકર ભરૂચ
૨ શેઠ છગનલાલ રણછોડદાસ ભગવાન મથુરાવાલા
૧ શા. મોતીરામ ભુખણદાસ.
૧ ,, હરીભાઇ રણછોડદાસ
૧ ,, ચંદુલાલ જેકીશનદાસ
૧ ,, ચીમનલાલ છબીલદાસ
૧ ,, મંગળદાસ ગોરધનદાસ સોની
૧ ,, પરભુદાસ રઘનાથદાસ સોની
૧ ,, ગંગારામ ભાઇશંકર પચીગર
૧ ,, નટવરલાલ છોટાલાલ જડીઆ
૧ ,, ચીમનલાલ પરભુશંકર
૧ ,, ચીમનલાલ ઇછારામ
૧ ,, નાથુભાઇ ઉદેચંદ
૧ ,, ચીમનલાલ ઇછારામ
૧ ,, શેવકરામ કીરપારામ
૧ ,, રંગીલદાસ પાણુભાઇ
૧ ,, રાજારામ શીવશંકર
૧ ,, જેકીશનદાસ ઇછારામ
૧ ,, બાલુભાઇ વીજભુખણદાસ
૧ ,, વરજદાસ લખમીદાસ
૧ ,, પ્રાણલાલ શીવલાલ
૧ ,, કનૈયાલાલ છબીલદાસ
૧ ,, વિઠલદાસ ડાયાભાઇ મારફતીઆ
૧ ,, પ્રાણશંકર કીરપાશંકર
૨ ,, કેશવલાલ મગનલાલ પારેખ
૧ ,, નાનાભાઇ ચુનીલાલ
૨ ,, એક ગૃહસ્થ
૧ ,, રંગીલદાસ નાનાભાઇ
૧ ,, રંગીલદાશ મોરારદાશ ખાટીવાળા

# શોખીનોને ખુશ ખબર.

આથી સર્વે શોખીનોને જણાવવામાં આવે છે કે હમારા તરફથી ખાસ પ્રખ્યાત નાટકોના રાહોમાં રચેલી શ્રી સત્ય ના રાયણની કથા હારમોનિયમ તબલાં સાથે કેળવાયલા અનુભ વિ સાજંદાઓ સાથે રાગ રાગણીમાં કથા કરવામાં આવે છે પોતાને ત્યાં ખાલી ગમતોમાં બીજા ગાયનો ગાવાં કરતાં ઇશ્વર સ્મરણ સાથે ગમ્મત આપનાર થઇ પડશે સઘળાને સરખો લાભ મળી શકે એટલા સારૂ માત્ર કથા પ્રસંગના રૂા. ૪ રાખ્યા છે. વલી કથા થઇ રહયા પછી જેને ગમ્મત કરાવા વીચાર હોય તેઓને માટે ખાસ ભજનો આદી રાગ રાગણીઓ ગાઇ શકે એવા માણુસો સાથે રાખેલ છે તેના રૂા. ૨ જુદા પડશે,

એકલી ગમ્મત કથા કર્યા વગર સાજ તથા માણુસો સાથે રૂા. ૪ વળી શીવાલયોમાં પંચ ધુની વીગેરે પુજા ગાવા તથા વગાડવાના રૂા. ૩ રાખ્યા છે !

તે શીવાય બેઠકો મીજલશોમાં તેમજ સ્કુલોમાં વગાડવા સારૂ જાતે મલ્યાથી યોગ્ય બંદોબસ્ત કરી આપવામાં આવશે.

**વ્યાસ ચુનીલાલ કાશીનાથ સુરત**
બેગમપરા ત્ર્યંબકનાથ મહાદેવ આગળ



# વાંચો મેરબાની કરી પુરેપુરૂં વાંચશો

## અનુભવી પ્રસિદ્ધ દવાઓ

**ખમીરે મરવારી**—આ દવા જુનો તાવ, ખાંસી, દમ, બેહોશી, સરદીની કુલ બીમારી જેવી કે ( રજ સ્વલા વખ્તે સ્ત્રીઓને થતાં તમામ દરદો દુર કરે છે ) એ દવા ખાવામાં સ્વાદીષ્ટ અને ગુણકારી છે કી. ડબી એકના રૂા. ૬

**દવા ઉલમીઙ્ક**—આ દવા દીલ અને દીમાગને તાકાત આપી **સરદીની** તમામ બીમારી દુર કરે છે, તેમજ ખાંસી, દાંતનું કળવું, સ્નાયુઓનું ખેંચાવું, ઇસ્ટીરીયા, તાણ આંકડી વીગેરે રોગને દુર કરી શકતીમાં વધારો કરે છે. કી. ડબી એકના રૂા. ૫

**સરબતે અંજુબાર**—આ સરબત પીધાથી ટાંકી, ચાંદી, પ્રમેહ, વીશ ફોટક વીગેરે તમામ રોગને દુર કરે છે બીજી દવાઓ પીને કંટાલેલાને માટે આ સરબત અકશીર છે. કી. બાટલી એકના રૂા. ૩

**સરબતે જુફા**—આ સરબત પીવાથી છાતીમાં દાહ બળવો, ગરમીનું ફુટવું વિશફોટક આદી તમામ રોગને દુર કરે છે. કી. રૂા. ૩

**ગોલી જાફરાન**—આ ગોળી ખાવાથી, સંધીવા, ગઠીયો વા, કમરનું દુખવું પક્ષઘાત લકવા, સાંધામાં કળતર થવું વીગેરે તમામ રોગને દુર કરે છે. ડબી એકના રૂા. ૧

**આંખમાં આંજવાની ગોળી**—આ ગોળી પાણી સાથે ઘસીને આંખમાં આજવાથી ફુલ મોતીયો છારી લાલી ખીલ આંખમાં માંસનુ વધવું ઝાંખ વીગેરે દરદોને દુર કરે છે. કી. ડબી ૧ ના રૂા. ૧

**જામરવાયુ**—આ રોગ માથામાં થાય છે. તેને માટે આ ઇલાજ આશીરવાદ રૂપ છે. ગોળીને ઘસીને કાનમાં મુકવાથી જાદુઇ અશર કરે છે. કી. ગોલી બારની ડબીનો રૂા. ૧

એ શિવાય તમામ જાતના રોગની દવાઓ હમારે ત્યાંથી મળશે પરદેશના દરદીઓ પોતાની હકીકત ચોકશ લખી મોકલેથી દવા મોકલવામાં આવશે તેમજ નાડી પરિક્ષા કરી દવા આપવામાં આવશે.

**વૈદ્ય. રામચંદ્ર કાશીનાથ. મુનશી.**
**ભરૂચ**—પાઠક ફળીયા.

## પુસ્તક મળવાના ઠેકાણા

શા૦ ઠાકોરદાસ માણેકલાલ

ચૌટાના પુલપર ટાંકીની સામુ—સુરત.

વ્યાસ ચુનીલાલ કાશીનાથ

બેગમપરા કર્તાને ત્યાંથી—સુરત.

શ્રી શપટ કંપની

નંબર ૨૫૯—૨૬૧ કાળબાદેવી રોડ—મુંબઇ.

વૈદ્ય રામચંદ્ર કાશીનાથ મુનશી

પાઠક ફલીઆ—ભરૂચ.

જસવંતલાલ ગોરધનદાસ વેરાગીવાળા

રીચીરોડ—અમદાવાદ

